# કાલેલકરના લેખો

(ભાગ ૨ જો)

નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ

કિં. ૦-૧૨-૦ સં. ૧૯૮૧

મુદ્રક અને પ્રકાશક
વેણીલાલ છગનલાલ બૂચ
નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ



આ જ ગ્રંથકારનાં બીજા
પુસ્તકો

| | |
|---|---|
| કાલેલકરના લેખો ભા. ૧ લો | ૩-૦-૦ |
| હિમાલયનો પ્રવાસ | ૦-૧૨-૦ |
| સ્વદેશી ધર્મ (નવી આવૃત્તિ) | ૦-૨-૦ |
| ગામડામાં જઈને શું કરીશું? | ૦-૧-૦ |
| ઓતરાતી દીવાલો | ૦-૪-૦ |

નવજીવન ગ્રંથમાળાનાં ગ્રાહકોને
કિંમતમાં ખાસ ઘટાડો મળે છે.
લખો: નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ

પ્રત ૧૧૦૦

## પ્રકાશકનું નિવેદન

કાકા કાલેલકરના લેખોનો આ બીજો સંગ્રહ નવજીવન તેમજ અન્યત્ર છપાએલાં તેમનાં તાજાં લખાણોમાંથી તૈયાર કર્યો છે. આ પ્રસંગે જે જે પત્રોમાં આ લખાણો મૂળ પ્રગટ થયાં છે તેમના ચાલકોનો આભાર માનવાની અમે તક લઇએ છીએ.

વ્યવસ્થાપક,

**નવજીવન પ્રકાશન મંદિર**

# સાંકળિયું



[એક પ્રવચન]

ૐકાર એ આપણો સર્વશ્રેષ્ઠ મન્ત્ર છે. તેનું દર્શન અને શ્રવણ ગંભીર તેમજ આહ્લાદક છે. ઋષિઓએ આ પ્રણવનું રહસ્ય બતાવવા એક આખું ઉપનિષદ વાપર્યું છે. છતાં તેનું સંપૂર્ણ આકલન થતું નથી. એ ૐનો અર્થ શો? ૐ એટલે સનાતન હા. સંશય, અશ્રદ્ધા, નાસ્તિકતા બધાંને એક સ્મિતથી જ દૂર કરનાર તે પ્રસન્ન હા છે. ૐ કહે છે, બ્રહ્મ છે, આ દુનિયા છે, ભૂત ભવિષ્ય વર્તમાન બધું જ છે. તેમનો પરસ્પર સંબંધ ગમે તેવો હો, બધું છે, અને તેથી એક જ છે; કશું નથી એમ નથી. જ્યાં ૐ છે ત્યાં અસત્યને સ્થાન જ નથી.

એ જ સત્યનારાયણ છે. એ જ આપણો પ્રિય સખા છે. એના સહવાસમાં આપણે બધે જ સુરક્ષિત છીએ. જીવનમાં અનેક માર્ગો આપણને લલચાવે છે, દરેક પગલું શંકાથી ભરેલું હોય છે, સર્વોચ્ચ આદર્શ કયો એની હમેશાં મૂંઝવણ રહે છે, ક્ષણેક્ષણે ધર્મસંકટ આવે છે, પણ આ પ્રિયસખા ॐ અથવા શુદ્ધ સત્યનું પાણિગ્રહણ કરીને ચાલીએ એટલે ક્યાંયે મૂંઝવણ રહેતી નથી. સમાજસેવા કરવી છે? હા, પણ તે સત્યનો હાથ છોડીને નહિ. દાન પરોપકાર કરવાં છે? તે પણ સત્યને વફાદાર રહીને જ. શાસ્ત્રો રચવાં છે? જ્યાં સુધી સત્ય લઇ જાય ત્યાં સુધી જ. બીજાં બધાંનો સહવાસ જોખમ ભરેલો હોઇ શકે, પણ બાળકને જેમ તેની પરમ આપ્ત, પરમ કલ્યાણકારી તેની માતા જ હોય છે તેમ માણસને આ સત્ય છે. બાકી બધી વસ્તુ બાહ્ય હોય છે, મેળવવી કે કેળવવી પડે છે; પણ સત્ય તો આપણી ઉત્પત્તિ સાથે જ છે, આપણા પહેલાંનું છે. વહુ સાસરાનાં બધાં જ માણસોની શ્રદ્ધાભક્તિપૂર્વક સેવા કરે છે, પણ તેની નિષ્ઠા તો એક તેના પતિને જ અર્પણ કરેલી હોય છે. તેમ ગમે તે ક્ષેત્રમાં કામ કરતા હોઇએ, ગમે તે જોખમ ઊઠાવતા હોઇએ, ગમે તે સાધના કરતા હોઇએ, એ પ્રિયસખાને, એ સનાતન સાથીને છોડીએ નહિ. એ છે માટે દુનિયા છે. એ છે તે જ ઇશ્વર છે. દૃષ્ટિ અન્તર્મુખ થશે ત્યારે ખાતરી થશે કે આત્મા એથી જુદો નથી. સત્ય એટલે માત્ર વ્યવહારનું પ્રામાણિકપણું નથી. સત્ય એટલે કંઇ યથાર્થ કથન જ નથી. સત્ય આપણી સાથે પ્રથમથી જ છે. આપણી જેમ જેમ ઉન્નતિ થાય છે તેમ તેમ તેનું સૂક્ષ્મ અને સૂક્ષ્મતર દર્શન થતું જાય છે. સ્થૂલ કે સૂક્ષ્મ સત્યના દર્શનથી વંચિત કોઇ છે જ

નહિ. તેથી જ બધાને માટે આશા છે, અને બધાનાં જીવનમાં જવાબદારી છે. તેનું દર્શન એ જ જીવનનો સાર છે, બાકી બધું નિઃસાર છે. કેમ, ખાતરી નથી થતી કે બાકી બધું નિઃસાર છે? ખરેખર કહું છું બાકી બધું જ નિઃસાર છે. આપણે તે હૃદયસ્વામીને દગો ન દઈએ. તે આપણને કોઈ કાળે દગો દે જ નહિ. તે કલ્યાણકારી છે એ તેની સુંદરતા છે, પણ એ કંઈ તેની શિફારસ નથી. સત્ય સત્ય છે એ જ એની શિફારસ. દરેક પ્રવૃત્તિનું અન્તિમ ફળ, અન્તિમ સમાધાન એ સત્ય જ છે, એનો અનુભવ થયા પછી ૐ એ જ આપણું મહાકાવ્ય થઈ જાય છે. તેનું રટણ એ જ આપણું અખંડ સમાધાન થઈ જાય છે.

ૐ ૐ ૐ

# શારદાનું ઉદ્‌બોધન

કૈઈ નવમીને દિવસે સુરોએ શારદાનું ઉદ્‌બોધન કર્યું એ આપણે જાણતા નથી. પણ તે અત્યન્ત શુભ, સુભગ અને કલ્યાણકારી મુહૂર્ત હોવું જોઇએ. સમૃદ્ધિકારી વર્ષા પછી જે શાન્તિ, જે નિર્મળતા, જે પ્રસન્નતા દગ્ગોચર થાય છે તેમાં જ દેવોને શારદાનું દર્શન થયું. ધરતીએ લીલો રંગ હજી છોડયો નથી, પરિપક્વ ધાન્ય સુવર્ણવર્ણ ખીલવી રહ્યું છે, એવે પ્રસંગે દેવોએ શારદાનું ધ્યાન કર્યું. સજ્જનોનાં હૃદયસમા સ્વચ્છ જળમાં વિહાર કરતાં કમળો અને આકાશમાં અનન્ત કાવ્યના ફુવારા છોડતો ચન્દ્ર એ બંને જ્યારે એકબીજાનું ધ્યાન ધરતાં હતાં ત્યારે દેવોએ શારદાનું આવાહન કર્યું. શારદા આવી અને પૃથ્વીના વદનકમળ પર સુહાસ્ય ફેલાયું. શારદા આવી અને વનશ્રીનું ગૌરવ વધ્યું. શારદા આવી અને ઘેરઘેર સમૃદ્ધિ વધી. શારદા આવી અને વીણાનો ઝણત્કાર શરૂ થયો; સંગીતનું નૃત્ય સર્વત્ર પ્રવર્ત્યું.

શારદાનું સ્વરૂપ કેવું છે? બાલા? મુગ્ધા? પ્રૌઢા? કે પુરંધ્રી? શારદા મંજુલહાસિની બાલા નથી, મનમોહિની મુગ્ધા નથી, વિલાસચતુરા પ્રૌઢા નથી. તે નિત્યયૌવના પણ સ્તન્યદાયિની માતા છે. તે આપણી સાથે રમે છે, હસે છે, પણ તે આપણી સખી નથી; તે માતા છે. આપણે તેની સાથે બાલસહજ ગેલ કરીએ, પણ માતા આગળ ઉભા છીએ એ ભૂલી ન જઇએ. માતા એટલે પવિત્રતા, વત્સલતા, કારુણ્ય અને વિશ્રબ્ધતા. માતા એટલે અમૃતનિધાન. 'न मातुः परदैवतम्' એ વચન કોઇ ઉપદેશપ્રિય સ્મૃતિકારે કાઢેલું નથી; એ તો કોઇ માતુ:પુત્ર ધન્ય બાળકે કાઢેલું વચન છે.

સૃષ્ટિનું ઐક્ય અનુભવનાર આપણે આર્ય સંતાનો એક જ શબ્દમાં અનેક અર્થ જોઇએ છીએ. શારદા એટલે સરોવરમાં વિરાજતાં કમળોની શોભા. શારદા એટલે માણેકઠારી પૂનમ અને દીવાળીની શોભા. શારદા એટલે યૌવનસહજ ક્રીડા. શારદા એટલે કૃષિલક્ષ્મી, શારદા એટલે સાહિત્યસરિતા, શારદા એટલે બ્રહ્મવિદ્યા, ચિચ્છક્તિ, શારદા એટલે વિશ્વસમાધિ. એ આપણી માતા છે, આપણે એના બાળક છીએ. કેટલી ધન્યતા! કેટલી સ્પૃહણીય પદવી! કેવડો અધિકાર! અને સાથે સાથે કેવડી મોટી દીક્ષા!

શારદાના સ્તન્યનો જે હોઠને સ્પર્શ થયો છે તે હોઠ અપવિત્ર વાણી ઉચ્ચારે નહિ, નિર્બળતાનાં વચનો કાઢે નહિ, દ્વેષને ઉદ્‌ગારે નહિ, પાપને શૃંગારે નહિ, પૌરુષને હણે નહિ અને મુગ્ધ જનોને છેતરે નહિ.

શારદાના મંદિરમાં સર્વોચ્ચ કળા હોય, કળાને નામે વિલસતી વિલાસિતા નહિ. શારદાના ભવનમાં પ્રેમનું વાતાવરણ

હોય, માત્ર સૌંદર્યનું મોહન ન હોય. શારદાના ઉપવનમાં પ્રાણનું સ્ફુરણ હોય, નિરાશાના નિઃશ્વાસ ન હોય. શારદાની લતાકુંજમાં વિશ્વપ્રેમનું સંગીત હોય, પરસ્પર અનુનયનું કલકૂજિત ન હોય. શારદાના વિહારમાં સ્વતંત્રતાનાં ધીરોદાત્ત પગલાં હોય, ઉદ્દેશ-વિહીન અને સ્ખલનશીલ પદક્રમ ન હોય. શારદાના પીઠમાં બ્રહ્મરસનો પ્રવાહ હોય, વિષયરસનો ઉન્માદ ન હોય.

માતા શારદા! અમને તારું અખંડ સ્મરણ રહે એવો આશીર્વાદ આપ, અમે અધિકારી થઇએ ત્યારે અમને તારું દર્શન આપ. જો અમારું ધ્યાન અવિચલ થાય, જો અમારી ભક્તિ એકાગ્ર અને ઉત્કટ થાય તો અમને તારી દીક્ષા આપ, અને તારી સેવાને અખંડ લાયક બન્યા પછી તારી સેવાનો એકમાત્ર રસ અમને રહે એટલી ભિક્ષા આપ. તને કોટિશઃ નમન કરીએ છીએ.

**या देवी सर्वभूतेषु श्रद्धारूपेण संस्थिता ।**
**नमस्तस्यै नमस्तस्यै नमस्तस्यै नमो नमः ॥**

( શારદા, અક્ટોબર ૧૯૨૪ )

# मातृदेवो भव ।

આપણે કોઇ અજાણ્યા સમાજમાં કે ગામમાં જઇએ એટલે મૂંઝાઇએ છીએ, કેમકે આપણું ત્યાં કોઈ ઓળખીતું નથી હોતું.

જ્યારે આપણે આ દુનિયામાં આવીએ છીએ ત્યારે આપણે કેમ મૂંઝાતા નથી? તે વખતે આ આખા વિશ્વમાં આપણું ઓળખીતું કોણ હોય છે?

આપણને લાગતું જ નથી કે આ દુનિયામાં આપણે પારકા છીએ. આપણે મા સાથે પ્રત્યક્ષ સંબન્ધ બાંધીને જ આ દુનિયામાં આવીએ છીએ. જ્યાં મારી મા છે તે જ મારૂં ઘર. ત્યાં રહેવાનો મને હક છે. ત્યાં જ મારો આનન્દ છે. ત્યાં જ મારૂં કર્તવ્યક્ષેત્ર છે.

બાળકનો સમાજ એટલે મા. બાળકનો ગુરુ મા. બાળકનું શરણ મા. બાળકનો ઇશ્વર મા. બાળક જેમ જેમ મોટો થતો જાય છે તેમ તેને વિશાળ સમાજ મળી રહે છે, અનેક ગુરુઓ તેને કેળવે છે, અનેકનો તે આશ્રય લે છે, અનેકને આશ્રય આપે છે, વિશ્વંભર પ્રભુની ઉપાસના કરે છે; પણ એની પ્રથમની બાલસ્મૃતિ ભૂંસાતી નથી, રદ થતી નથી. તમામ જિંદગીનાં જ્ઞાન અને અનુભવ આ આદ્યસ્મૃતિનો જ વિસ્તાર હોય છે.

તેથી જ પરમઋષિઓએ બધું ભણતર ભણાવ્યા પછી, સકળ રહસ્યનું ઉદ્‌ઘાટન કર્યા પછી, અન્તેવાસીને અનુશાસન આપ્યું છે: मातृदेवो भव ।

(કુમાર, અષાડ ૧૯૮૦)

## आचार्यदेवो भव।

મનુ ભગવાને કહ્યું છે, અને અમે માનીએ છીએ કે સાવિત્રી એટલે વિદ્યા એ અમારી માતા છે, અને આપ—આચાર્ય અમારા પિતા છો. અજ્ઞાન દશામાં જન્મેલાં અમને જ્ઞાનના સંસ્કાર આપી આપ જ નવો જન્મ આપો છો.

આપની આંખમાં પ્રેમનું જાદુ છે; આપના ચિત્તમાં જ્ઞાનનું કલ્યાણ છે; પ્રભુનું મંગળ હૃદય આપને મળ્યું છે;— તેથી જ તો આપ આવી નિઃસ્વાર્થ સેવા કરી રહ્યા છો.

મૂર્તિકાર જેમ મૂર્તિને પથ્થરમાં પ્રથમ નીહાળે છે અને પછી તેમાંથી તેને કોરીને પ્રકટ કરે છે, તેમ ગુરુદેવ! શિષ્યના પ્રાણની સંપૂર્ણતા આપ જુઓ છો, અને આપની અદ્ભુત શક્તિ વડે તેને ખીલવો છો. જીંદગીની સફળતા અમને આપની કનેથી જ લાધે છે.

પંડે નિષ્કામ છતાં આપે માગ્યું છે કે ‘મારૂં જ્ઞાન સમૃદ્ધ હો; હું મોક્ષવિદ્યાનો ધારણકર્તા થાઉં; મારૂં શરીર નીરોગી ને સ્થિર રહો, મારી જીભ અમૃતસ્રોતી બનો; મારૂં અધ્યયન બહોળું વધો; મારૂં જ્ઞાન કટાઇ ન જાઓ.’

વળી આપની પ્રાર્થના છે કે ‘પાણી જેમ તળાવ તરફ વહે, મહીના જેમ વર્ષ તરફ વળે, તેમ બહુ બ્રહ્મચારીઓ મારી પાસે આવો. તેમની શંકાઓ દૂર થાઓ; તેમનું જ્ઞાન વધો; તેમની વૃત્તિ સંયમશીલ બનો; અને આવા વિદ્યાર્થીઓ દ્વારા મારી કીર્તિ પ્રસરો કે અહીં જ્ઞાનામૃતની પરબ છે.’

આટલી વત્સલતા અમને બીજે ક્યાં મળવાની?

અમે એક આપને જ ઓળખીએ છીએ; આપને જ શરણે છીએ; આપની આજ્ઞા જ અમને પ્રમાણ છે. त्वं हि नः पिता यः अस्माकं अविद्यायाः परं पारं तारयसि। नमः परमऋषिभ्यः नमः परमऋषिभ्यः।

(કુમાર, આસો ૧૯૮૦)

# બોરસદ પરિષદ*

ગુજરાતની રાજકીય પરિષદના પ્રમુખસ્થાન માટે મારું નામ કોઇ પણ કાળે સૂચવવામાં આવશે એમ મારા સ્વપ્નામાં પણ કદી આવ્યું ન હતું. અને હું ધારું છું આપના પણ મનમાં કોઇ કાળે એવો વિચાર આવ્યો નહિ હોય. સંકુચિત અર્થમાં જેને રાજદ્વારી હીલચાલ કહે છે તે વિષેનો મારો પ્રત્યક્ષ અનુભવ નહિ જેવો જ છે. અને એ જ સંકુચિત સ્વરૂપની રાજદ્વારી હીલચાલ આજે ચાલતી હોત તો બીડને પ્રસંગે પણ મારું નામ કોઈ સ્વીકારત નહિ એની મને ખાતરી છે. પણ હવે જમાનો બદલાયો છે. આપણી દૃષ્ટિ વધારે વિશાળ થઇ છે. રાજદ્વારી હીલચાલ કરતાં રાષ્ટ્રીય હીલચાલ તરફ આપણું ધ્યાન વધારે ને વધારે ચોંટતું જાય છે. બીજી તરફ પ્રજા પોતાનો નિર્ણય પોતાની મેળે કરવાને સમર્થ થતી જાય છે. અને તેથી જ પ્રાન્તિક પરિષદ જેવી સભાને પ્રમુખ-

---

* બોરસદની સાતમી ગુજરાત રાજકીય પરિષદમાં પ્રમુખસ્થાનેથી આપેલું ભાષણ; તા. ૧૩-૫-૨૪

સ્થાને પણ સામાન્ય માણસથી કામ ચલાવી શકાય છે. જ્યારે આવી પરિષદો વાર્ષિક મેળાવડાના સ્વરૂપની હતી ત્યારે ઉચ્ચમાં ઉચ્ચ પ્રતિષ્ઠાવાળો પ્રમુખ પસંદ કરવામાં આવતો. આજે જ્યારે બધા જ પોતપોતાની ફરજ સમજી પોતપોતાના ક્ષેત્રમાં કામે વળગી જાય છે ત્યારે જેને નવરાશ હોય તેને જ પ્રમુખનું કામ કરવું પડે છે. ભાઇશ્રી શંકરલાલ બૅંકર અને શ્રી. ઇન્દુલાલ યાજ્ઞિક જેલમાંથી બહાર આવ્યા કે તરત જ કામે ચઢ્યા. પરિષદ જેવા કાર્યમાં ત્રણ દિવસ ધ્યાન રોકવા જેટલી નવરાશ તેમની પાસે ન હતી. એટલે આપ લોકોને ઉનાળાની રજા ભોગવનાર એક અધ્યાપક જડ્યો, અને આપે મને અહીં આવવાની ફરજ પાડી. આપે એટલો પણ વિચાર ન કર્યો કે આ માણસ કદી પ્રાંતિક સમિતિનો સભ્ય પણ નથી થયો. પણ આપે ન છૂટકે જ મારી પસંદગી કરી હશે એમ જોઇને જ આપ સૌની ઇચ્છાને આધીન થઇ અને મારા મુરબ્બીઓની આજ્ઞાને વશ થઇ આખરે આ કામ મેં માથે લીધું. જે પ્રજામાં સ્વરાજની લાયકાત આવેલી હોય છે તે પ્રજા ગમે તે માણસ મારફતે પોતાની જોઇતી સેવા લઇ શકે છે. મારી ખાતરી છે કે આ પરિષદમાં આપ સૌ એ સિદ્ધાન્તનો પરિચય આપશો.

એક રીતે તો મારૂં કામ બહુ જ સહેલું છે. શ્રદ્ધાની જ્યોત સુભાગ્યે ગુજરાતમાં ઝાંખી પડી નથી. આપણા ગુજરાતમાં પક્ષાપક્ષીના ઝગડા છે જ નહિ કહીએ તો ચાલે. દરેક જણ પોતાને ભાગે આવેલું કામ ચીવટથી છતાં નમ્રતાથી કર્યે જાય છે. શુષ્ક ચર્ચા આ પ્રાન્તમાં નથી. પરસ્પર ઈર્ષાથી કામ બગડશે એવી ધાસ્તી પણ અહીં નથી. અને સૌથી મોટી વાત

એ છે કે રાષ્ટ્રનૌકાના કર્ણધાર ફરી આપણી વચ્ચે આવીને ઉભા છે. ગમે તેવા તોફાનમાં રાષ્ટ્રની નૌકા તેમના હાથમાં સલામત છે અને તેમની અવિચલ મંગલ દૃષ્ટિ સદૈવ જાગ્રત છે એવી શ્રદ્ધા આખા દેશમાં છે. આજે તેઓ અહીં હાજર નથી છતાં તેમની સલાહનો લાભ દેશને મળી રહ્યો છે, અને તેમની ગેરહાજરી દરમિયાન તેમણે બતાવેલ રસ્તે ધીરજ અને હિંમતથી આપણને દોરનાર મુરબ્બી શ્રી. વલ્લભભાઈ અને અબ્બાસ સાહેબ જેવા આપણા આગેવાનો આપણી વચ્ચે છે, એટલે આપણું કામ બહુ જ સહેલું છે એમાં શક નથી. અને એ દૃષ્ટિએ મને લાયકાત વગર આ સ્થાન લેતા છતાં ચિન્તા થતી નથી.

સાત વરસ પહેલાં આ પરિષદની સ્થાપના કરતાં ગાંધીજીએ કહ્યું હતું, "આ પગલું ગુજરાતને સારૂ ઘણું અગત્યનું છે. તેમાંથી બહુ સારાં પરિણામો આપણે નીપજાવી શકીએ છીએ. આ પરિષદ પાયારૂપે છે. જો પાયો સાચો અને મજબૂત હશે તો ઇમારતને વિષે આપણે નિશ્ચિન્ત રહી શકશું." તે વખતે આપણું રાજદ્વારી જીવન બિલકુલ ઘડાએલું ન હતું. પરિષદ એટલે એક વાર્ષિક મેળાવડો જ ગણાતો. પોતાના ધંધામાંથી બચતા વખતમાં કામ કરનારા લોકો પરિષદો ગોઠવતા. એ સ્થિતિ વિષે દુઃખ જાહેર કરતાં ગાંધીજીએ કહ્યું હતું, "આપણને જરૂરનું તો એ છે કે પરિષદોના ઠરાવોનો અમલ કરવો એને જેઓ પોતાનો મુખ્ય ધંધો ગણી શકે તેવા માણસો જોઇએ. આવા માણસો ઘણા હોય ત્યારે જ પરિષદોનાં કાર્ય શોભી નીકળવાનાં, ત્યારે જ ફળદાયી થવાનાં." સાત વરસ પછી એ વચનોનું જ્યારે ફરી સ્મરણ કરીએ

છીએ ત્યારે આ કાળ દરમિયાન ગુજરાતે કેટલી પહેલ કરી છે તેનો ખ્યાલ આવી શકે છે. સાચી દેશસેવાને જેમણે મુખ્ય અને ખાસ ધંધો કર્યો છે એવા જ લોકો હવે આપણે આપણી પરિષદોમાં જોઇએ છીએ. કેટલાક કાર્યપરાયણ દેશસેવકો તો એવા છે કે જેમને આવી પરિષદો માટે જોઇતા ત્રણ દિવસ પોતાના કાર્યમાંથી બચાવવા મુશ્કેલ પડે છે. આ સ્થિતિ આજે ગુજરાતમાં જોવાની મળે છે એ સુભાગ્યની વાત છે. ગોધરામાં ગાંધીજીએ કહ્યું હતું, "આપણે હિન્દની પ્રજા પાસે સ્વરાજ્ય માગવું રહ્યું છે, આપની અરજી તેની કને છે. જ્યારે હિન્દુસ્તાનના ખેડુત જાણશે કે સ્વરાજ્ય શું છે ત્યારે કોઇ સ્વરાજ્ય રોકી શકનાર નથી." મહાસભાની અરજીઓ સરકારે કોઇ કાળે સાંભળી નહોતી. પ્રજાએ સાંભળી તેથી જ આપણે આ સ્થિતિએ પહોંચી શકયા છીએ. બોરસદમાં ખેડુતોએ સ્વરાજ્ય શું છે એ જાણ્યું અને આપણને એ પણ બતાવી દીધું કે દુનિયાને ધ્રુજાવી મૂકનાર મહાન સલ્તનત પણ નિશ્ચયી પ્રજા આગળ નબળી જ છે. સાત વરસ પહેલાં ગાંધીજીએ કહ્યું હતું, "લોકજાગૃતિને સારૂ આન્તરિક ચળવળ-ની વધારે જરૂર છે. આન્તરિક પ્રવૃત્તિ વિના બાહ્ય પ્રવૃત્તિ શોભશે નહિ, એટલું જ નહિ પણ તે નિરર્થક જવાનો સંભવ છે." આજે આપણે આન્તરિક ચળવળ રચનાત્મક કાર્યક્રમને નામે ચલાવી રહ્યા છીએ. વળી ગાંધીજીએ તે વખતે કહ્યું હતું, "શિક્ષિતવર્ગે, સ્વરાજ્યપ્રેમીએ જનસમાજમાં ભળ્યા વિના ચાલવાનું નથી. આપણે પ્રજાના એકે અંગને તરછોડી શકવાના નથી, એકે અંગને તજી શકવાના નથી. બધાને સાથે લઇને ચાલશું ત્યારે જ આગળ વધવાના છીએ." સાત

વરસ થયાં આ સિદ્ધાન્તનું મહત્ત્વ આપણે વધારે ને વધારે સમજવા લાગ્યા છીએ. ગોધરામાં જ આપણે સત્યાગ્રહનો સુધરેલો રસ્તો કબૂલ રાખ્યો. આપણે સાત વરસ પછી જોઈ શક્યા છીએ કે દુનિયાનાં તમામ દુઃખોનું નિરાકરણ કરવાનો તે એકમાત્ર છેલ્લો ઉપાય છે. આ રીતે આપણો પાયો સાચો અને મજબૂત થયો ને તેથી તેના જ પર આપણે એક સુંદર ઇમારત—બેશક, એક અપૂર્ણ ઇમારત જોઈ શકીએ છીએ. સત્ય અને અહિંસાને માર્ગે જ્યારે વિજય મળશે ત્યારે સ્વરાજ્યનો કળશ એ મન્દિર ઉપર ચળકતો આપણે જોઈશું.

ગોધરામાં વાવેલા બીજનું ત્યારપછીની બે પરિષદોએ સંગોપન કર્યું અને તેમાંથી અમદાવાદમાં અસહકારનો અંકુર ફૂટયો. મહાસભાએ અસહકાર કબૂલ રાખ્યો તેના પહેલાં જ ગુજરાતે તે જાહેર કર્યો હતો એ બીના સ્વરાજ્યના ઇતિહાસમાં જરૂર નોંધાશે. એ જ પરિષદે વિદ્યાપીઠને જન્મ આપ્યો એ વાત ગુજરાતની ઉછરતી પેઢીઓ હમેશાં ધ્યાનમાં રાખશે. અસહકારને અમલમાં મૂકવા સારૂ બેઝવાડામાં જે કાર્યક્રમ ઘડાયો તેની શરૂઆત ભરૂચની પરિષદે કરી અને સ્વરાજ્યને માટે સર્વસ્વ અર્પણ કરવાની ત્યાગદીક્ષા ગુજરાતે લીધી. તે દિવસે આ નવા સંસ્કારથી જેઓ દ્વિજ બન્યા તે બધાની સરકારે પણ ઓછીવત્તી કદર કરી જ છે. એમાંના આપણા પાટીદાર ભાઈ કલ્યાણજી હજુ સૂકો રોટલો ખાઈ સરકારને ઘેર પાટી વણે છે જ. પણ ગુજરાતની સાચી કસોટી તો સરકારે ગાંધીજીને પકડીને જ કરી. નમાલા દેશમાં આગેવાનને સજા કરવાથી પ્રજાની શ્રદ્ધા ડગે છે, પ્રજા નરમ પડે છે એ રાજકારણના અનુભવસિદ્ધ સૂત્ર તળે ન આવનાર પ્રાંતોમાં

ગુજરાત અગ્રગણ્ય રહેશે એમ આણંદની પરિષદે જાહેર કર્યું. અને તે નિશ્ચયનો વિજય ઉજવવા આપણે આ વિજયભૂમિ ઉપર ભેગા થયા છીએ.

આણંદ પરિષદ પછી આપણી સાચી કસોટી શરૂ થઈ. એક તરફ સરકારે ગોળદાસભાઈ જેવા રાજપુરુષથી માંડીને ગામડામાં કામ કરનારા સામાન્ય સ્વયંસેવકો સુધી બધાને સજા કરી જોઇ; અને બીજી તરફ આપણા દુર્દૈવે એક ઉત્સાહભંગ-સંક્રાંત દેશમાં ફરી વળી. છતાં ગુજરાતની શ્રદ્ધા ચળી નહિ. એ તપાસસમિતિએ દેશ સવિનય ભંગ માટે તૈયાર નથી એમ જાહેર કર્યું અને તે જ અરસામાં શીખ લોકોએ ગુરુ–કા–બાગમાં સત્યાગ્રહનો એક પાઠ લીધો. ગુજરાતે ગાંધીજીને નામે વિદ્યાપીઠને સુંદર ભેટ આપી અને પરદેશી કાપડના વેપારીઓને તેમને હાથે થતા દેશદ્રોહનું ભાન કરાવ્યું; જ્યારે ગુજરાત બહાર મુલતાનમાં હિન્દુમુસલમાન ઐક્યમાં પહેલવહેલી તડ પડી. ગાંધીજીના કારાવાસ પછી લાગલાગટ ત્રણ મહાસભાઓએ તેમના કાર્યક્રમ પ્રત્યેની પોતાની નિષ્ઠા જાહેર કરી, છતાં દેશમાં રાજદ્વારી મતભેદો તો વધ્યા જ અને ચિંતા અને નિરુત્સાહનું વાતાવરણ બધે જ ફેલાયું. આજે હિન્દુસ્તાનમાં હિન્દુમુસલમાનની એકતા, મહાસભાની પક્ષાપક્ષી અને અન્ત્યજોના ઉદ્ધાર આ ત્રણ જ મોટામાં મોટા સવાલો છે. ઇશ્વરની કૃપાથી આપણે કહી શકીએ છીએ કે આ પ્રાન્તમાં એ ચિન્તાનું કારણ ઓછામાં ઓછું છે. છતાં સિદ્ધપુર કે આપણા વીસનગર જેવા બનાવો આપણને ચિંતામુક્ત રહેવા દેતા નથી. મારી ખાતરી છે કે જેમ ગુજરાતે આ સાત વરસ દરમિયાન હિન્દુસ્તાનની આગેવાની ભોગવી છે તેમ આ અણીને પ્રસંગે પણ તે હિન્દુસ્તાનને ઉદ્ધારનો રસ્તો

બતાવશે. જે પ્રાન્ત મીલમજૂરોની વિરાટ હડતાળને શાન્તિની મર્યાદામાં રાખી શકે છે, જે પ્રાન્ત રાષ્ટ્રની ઇજ્જત ખાતર સ્વયંસેવકોની ફોજ ગમે તે પ્રાન્તમાં મોકલી શકે છે, અને જે પ્રાન્ત બોરસદ જેવી લડત લડી શકે છે તેને માટે શું અશક્ય છે?

મીલની હડતાળથી આપણે આમપ્રજા પર કેવી રીતે કાબુ મેળવવો એ શીખ્યા છીએ. એ પાઠ કેટલો મહત્ત્વનો છે એનો આગળ જતાં આપણને ખ્યાલ આવશે. વિચારીવર્ગ આમવર્ગ ઉપર શુદ્ધ સેવાથી કાબુ મેળવશે ત્યારે જ હિન્દુ-મુસલમાનની એકતા સ્થાપવી સહેલી થશે અને સ્વરાજ્યનાં સૂત્રો હાથમાં આવશે. નાગપુરની લડતે ગુજરાતને જેલદીક્ષા આપી અને તાલીમનું મહત્ત્વ જણાવ્યું. પણ ગુજરાતની સ્વરાજ્ય માટેની ઉત્તમમાં ઉત્તમ અને શુદ્ધમાં શુદ્ધ લડત તો બોરસદની જ છે. બોરસદની વિદ્યુતવેગી હીલચાલે સત્યાગ્રહનો એક સુંદર નમૂનો દેશ આગળ રજુ કર્યો છે અને સરકારને પણ કોઇ કાળે ન ભૂલાય એવો પાઠ ભણાવ્યો છે. જે પ્રજા સ્વમાન ખાતર, પોતાની નિર્દોષતા સાબીત કરવા ખાતર, અન્યાયને વશ ન થવા ખાતર, આવો સત્યાગ્રહ ચલાવી શકે છે તે પ્રજા સ્વરાજ્યની માગણી ન કરે તોપણ તેના હાથમાં તે આવી પડવાનું. એવી પ્રજાનો વિચાર કર્યા વગર કોઈ પણ સરકાર એક ડગલું પણ ભરી ન શકે. આ અસાધારણ જશની જેમ બોરસદની પ્રજા અધિકારી છે તેમ તેમના કુશળ નેતાઓ પણ અધિકારી છે.

બોરસદના વિજયથી આપણે આપણા નાયકને પારખ્યા એમ કહું? નહિ, આપણે તો પારખતા હતા જ, પણ તેમને ન

પારખનારાઓ પણ પારખનારા થયા. સરકારે તેમને પારખ્યા; વલ્લભભાઇની સાથે દેશકાર્યમાં આગેવાની કરનારા મિત્રો જે તેમનો જાદુ જાણી શકયા ન હતા તેમણે તેમનો જાદુ જોયો; બીજાઓની ટીકા અને આક્ષેપો છતાં, શાન્તિ અને ધીરજ કેળવી સમય આવ્યે જ સોકટી મારવાની તેમની શક્તિનો પરિચય કીધો. મૌ. શૌકતઅલીએ વલ્લભભાઇને વર્ણવનાર એક જ શબ્દસમૂહ વાપરીને તેમની હંમેશને માટે દેશને ઓળખ આપી દીધી છે. 'બરફથી ઢંકાએલા જ્વાળામુખી'ના કરતાં વધારે યથાસ્થિત વર્ણન કયું હોઇ શકે ?

મહાત્માજીના છૂટયા પછી તેઓ કોના પ્રતાપે છૂટયા એ વિષે છાપાંઓમાં ચર્ચા ચાલતી હતી. કેનોપનિષદમાં જેમ દેવોને થયું હતું કે અમારો જ વિજય છે, અમારો જ મહિમા છે, તેમ આજે દરેકને થાય છે. મને લાગે છે મહાત્માજી પોતાના શુદ્ધ બલિદાનના પ્રતાપે જ છૂટયા. તેમને છોડવામાં જો સહાયકારી કારણો ગણાવવાં જ હોય તો બોરસદની લડતને પણ તેમાં સ્થાન હોવું જોઇએ.

બોરસદના વિજયનું મહત્ત્વ સમજીને આપણે તે વિજય-ની મર્યાદા પણ જાણી લઇએ એ જરૂરનું છે. બોરસદના લોકોએ જે આગ્રહ બતાવ્યો, અને આગ્રહમાં સત્ય અને અહિંસાનું પાલન કર્યું તેથી તેમણે તેમના નાયકને અભિમાન લેવા જેવી સ્થિતિ કરી મૂકી એ વિષે તો શંકા નથી. પણ બોરસદની પ્રજાને એક ખોટા આક્ષેપની સામે લડવાનું ન હોત એક સીધા અન્યાયી કરની સામે, આબરૂ ઉપર થએલા સીધા હુમલા સામે લડવાનું ન હોત તો તે પ્રજા આ લડતના જેટલું જ તેજ બતાવત ખરી ? સીધા અપમાનને વારવા માટે,

સીધા અન્યાયી કરને ન ભરવાની શક્તિ માટે બોરસદને અલ્પ આત્મશુદ્ધિથી ચાલી શક્યું. પણ સમસ્ત દેશના અપમાનની સામે સમસ્ત દેશની ઉપર નંખાતા અન્યાયી કરની સામે લડવાને માટે બોરસદને આત્મશુદ્ધિની પરાકાષ્ઠાએ પહોંચવું પડશે. જે ખેડુતો પોતાને માથે આવેલું સીધું અપમાન નહોતું સહન કરી શક્યા, તે જ ખેડુતો સ્વરાજ વિના એક ક્ષણ ન જીવી શકે એવું તેમણે સાબીત કરી આપવાનું છે. અને આપણો સમાજ જે સડાથી ખવાઇ રહ્યો છે—પરદેશી વસ્ત્ર, પરદેશી અને દેશી શરાબ, અસ્પૃશ્યતા, અને કોમી ટંટા—તે નાબુદ કરીને જ આ વાતની આપણે સાબીતી આપી શકીશું.

એટલે બોરસદના વિજય પછી હાલ ત્યાં જે આત્મશુદ્ધિનું અને પ્રજાસંગઠનનું કાર્ય ચાલી રહ્યું છે તે વિજય કરતાંયે વધારે મહત્ત્વનું છે. દરબાર સાહેબ જેવા રાષ્ટ્રસેવકો ક્ષેત્રસંન્યાસ લઇ પ્રજાના તમામ વર્ગોને સ્વરાજ્યની પવિત્ર દીક્ષા આપે ત્યારે જ સ્વરાજ્યનું મંદિર ચણાય. બોરસદના લડવૈયાઓએ હિન્દુસ્તાનને એ કિંમતી શીખામણ આપી છે કે દોડધામ કર્યે લાભ થવાનો નથી. જ્યાં છીએ ત્યાં જ મૂળિયાં ઉંડાણ સુધી નાંખીએ. આસપાસ શીતળ છાયા ફેલાવીએ અને દમનનીતિના ટાઢતડકામાં ટટાર ઉભા રહીએ. એટલે સ્વરાજ્યદેવી પોતાની મેળે વાસો કરવા આવશે.

બોરસદમાં બારવટીઆનો કેર હતો એ વાત સાચી છે. તે દૂર કરવાનો સરકારે એક ઉપાય સૂચવ્યો, અમલમાં મૂક્યો. પ્રજાએ બીજો ઉપાય શોધી કાઢ્યો અને તે હવે અમલમાં મૂક્યો છે. બારવટીઆઓના ત્રાસમાંથી છૂટી જવાનો બીજો ઉપાય એ છે કે બારવટીઆઓ કરતાં વધારે જબરદસ્ત કોઇ

શોધી કાઢી તેને નૈવેદ્ય ધરાવવું અને તેની મારફતે સલામતી મેળવવી. ગુજરાતની પ્રજાને માટે એ ઉપાય નવો તો નથી જ હજી પણ કેટલેક ઠેકાણે સિંધી બલુચી લોકોને રખેવાળ રાખવાનો ઇલાજ ચાલે છે. સરકાર પણ એ જ ભાગ ભજવતી આવી છે. પણ હવે પ્રજા જોઇ શકી છે કે નૈવેદ્યથી માતેલા રખેવાળ પોતે જ સવાયા બારવટીઆ બની જાય છે, અને નૈવેદ્યના બદલામાં સલામતી નામની જ મળે છે. આપણે જે નવો ઉપાય શોધી કાઢયો છે તેનું રહસ્ય જુદું જ છે. બારવટીઆઓ પણ કંઇ એમને એમ પાકતા નથી. તેમનું દુઃખ જાણી તે દૂર કરવાથી, તેમને સારા સંસ્કારો તળે લાવવાથી અને તેમને માનભર ગુજરાન ચલાવી શકાય એવો ધંધો શોધી આપવાથી બારવટું નાબુદ થશે, એટલું જ નહિ પણ પ્રજાની શક્તિ અનેક ગણી વધશે. સિંધના બલુચી અથવા પઠાણ લોકો કરતાં ચરોતરના ધારાળાઓ આપણું રક્ષણ વધારે સારી રીતે કરી શકશે.

બોરસદની લડત ચાલતી હતી ત્યારે શ્રી. વલ્લભભાઇએ ધારાળાઓને ઉદ્દેશીને એકાદ પત્રિકા કાઢી હશે, તેની માહીતી જેલમાં આવતા કેદીઓ અંદર લઈ આવ્યા હતા. તે વખતે કેટલાક ડાકુઓ મારી પાસે આવીને કહેતા, "કહે છે કે તમારા વલ્લભભાઇએ અમારે માટે એક પત્રિકા કાઢી છે. અમને તેમની વાત કબૂલ છે. પણ અમારી સામે જે જૂઠી ફરિયાદો કરવામાં આવે છે, જૂઠી સાક્ષીઓ પૂરવામાં આવે છે, અમારાં બૈરાંછોકરાંની જે કનડગત કરવામાં આવે છે તે અટકાવવા તમારા વલ્લભભાઈ તૈયાર છે? અમે શું કરીએ?"

આ સવાલમાં જ આપણી ઘણી મુશ્કેલીઓનો જવાબ અને મળી ગયો. આજે હિન્દુમુસલમાનની એકતા તૂટી ગઈ છે

અને આપણે આટલા ચિન્તાગ્રસ્ત થયા છીએ. મારી દૃષ્ટિએ હિન્દુમુસલમાનનો ઝગડો આપણા ધાર્મિક મતભેદોમાં નથી. સ્વરાજ્યમાં ઓછા કે વત્તા અધિકાર મેળવવાના ઝગડામાં નથી. ધર્મના ઝગડા એકબીજાની માન્યતાઓ વિષે વધારે જાણવાથી દૂર થઈ શકશે. અધિકારવિભાગના ઝગડા ઉદારતાથી આપલે કરવાથી અથવા તટસ્થ પંચાયતોથી પતી જશે. સ્વરાજ્યનો અર્થ રાજ્ય કરવાનો હક એમ હું માનતો જ નથી. સ્વરાજ્યનો વિચાર કરતાં અધિકારનાં કેટલાં સૂત્રો મારા હાથમાં આવશે એનો હું વિચાર કરતો જ નથી. રાજ્યનાં સૂત્રો ગમે તેના હાથમાં હો—હિન્દુઓના, મુસલમાનોના કે અંગ્રેજોના—તેની મને દરકાર નથી. મારી ઇચ્છા વિરુદ્ધ કોઇ મારા ઉપર રાજ્ય ન ચલાવે, મારા વિકાસમાં રાજ્ય તરફથી બિલકુલ રોકાવટ ન થાય, અને મતભેદ હોય ત્યાં મને યોગ્ય લાગે તે જ વસ્તુ અમલમાં આવી જાય, એટલું મને મળે એટલે બસ. એ જ મારૂં સ્વરાજ્ય. અને એ વસ્તુ તો મારી કૌવત અને મારા ડહાપણ પર જ આધાર રાખે છે. અધિકારનાં સૂત્રો મારા મુસલમાન ભાઇઓના હાથમાં વધારે જાય તેથી હું બીતો નથી. હું અધિકારી હોઉં તો મારે એમને રીઝવવા પડે. તેઓ અધિકારી થાય તો તેમણે મને રીઝવવો પડે. હિન્દુ-મુસલમાનના ઝગડાનું મૂળ એ વસ્તુમાં છે કે આગેવાનો અને વિચારી પુરુષો પોતપોતાની કોમના અણસમજુ, ડાંડ, અને તોફાની કે બીકણ વર્ગ ઉપર હજી કાબુ મેળવી શક્યા નથી, અને તેથી પંચાયતનો સુધરેલો અને જૂનો ઇલાજ અખત્યાર કરતાં મુશ્કેલી પડે છે. પંચાયતમાં પણ વકીલી અને કોરટ-બાજીની નકલકર્યે ચાલે નહિ. કૌટુંબિક નિયમનું મળતાપણું

અને માંડવાળની ઉદારતા હોય તો જ પંચાયત પાર પડી શકે છે. ગામડાઓમાં હિંદુમુસલમાનના ઝગડા જોવામાં નથી આવતા એનું કારણ પણ એ જ છે. સ્વાર્થને માન્યતા આપનાર આધુનિક કેળવણી અને જરા પણ નમતું ન મૂકતાં શીખવનાર કાયદાબાજીનો કેફ એ બે કારણોને લીધે જ આપણા ઝગડા ઝટ શમી જતા નથી. Coward અને Bully એટલે કે બીકણ અને ડાંડ અથવા ડરનાર અને ડરાવનાર એ બે વૃત્તિઓને લીધે મુશ્કેલીઓ ઉભી થાય છે. પછી ધાર્મિક માન્યતાઓની ભિન્નતા એ નિમિત્તભૂત થઇ જાય છે. નહિ તો હિન્દુમુસલમાન એકતાની ઇંતેજારી આપણને બંને કોમોને સરખી જ છે. સંપ અને શાન્તિ વગર જેમ આપણું ચાલે નહિ તેમ આપણા મુસલમાન ભાઇઓનું પણ ચાલે એમ નથી. સ્વરાજ્ય અને ખિલાફતના સવાલનો ઉકેલ આપણે સંપીલા રહીએ તો જ આણી શકાશે. મુસ્તફા કમાલ પાશાને હાથે ખલીફાની નામોશી ધોવાઇ ગઈ, પણ તેને જ હાથે ખિલાફતનો અન્ત પણ આવ્યો. હવે ખિલાફતને ફરી સજીવન કરવાનો સવાલ મુસ્લીમ આલમ સામે બહુ જ મહત્ત્વનો અને ચિંતાનો થઇ પડ્યો છે. ખિલાફતની લડતમાં હિન્દુસ્તાનના મુસલમાનોએ ઉત્તમ ભાગ ભજવ્યો છે અને તેથી ખિલાફત સજીવન કરવાની બાબતમાં હિન્દુસ્તાનના મુસલમાનોની ઇન્તેજારી સૌથી વધારે રહેવાની જ. સ્વરાજ્યને માટે તેમજ ખિલાફતને માટે હિન્દુમુસ્લીમ એકતા પ્રાણવાયુ સમાન છે. આજે એકલું હિન્દુ સંગઠન કરવાના દિવસ રહ્યા નથી. અન્ત્યજો તેમજ અંગ્રજો સંપીલા થઇ જાય એટલું બસ નથી. હિન્દુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી, યહુદી બધાનું રાષ્ટ્રીય સંગઠન કરવાની આજે

જરૂર છે. આવી એકતા હોય તો જ દેશમાં લોકસત્તા સ્થપાશે. તેમ નહિ થાય તો આપણને ડાયરશાહી અને ગુંડાશાહીના ભોગ થવું પડશે.

આપણી રાજદ્વારી સ્થિતિની મીમાંસા અને તે સુધારવાના ઇલાજો નક્કી થઈ ચુક્યાં છે. તેમાં હવે કશો ઉમેરો કે ફેરફાર કરવાપણું રહ્યું છે એમ નથી. પણ આપણે આપણા ઝગડાઓ કેમ શમાવીએ, સંપ કેમ સાચવીએ અને કૌવત કેમ કેળવીએ એ વિષે વધારે વિચાર કરવા જેવા છે. હું એક પ્રાન્તિક પરિષદનો પ્રમુખ થયો એટલે મારે તે વિષે કંઇ કહેવું જ જોઇએ એમ હું નથી માનતો. દેશના અગ્રગણ્ય આગેવાનો તે જ કામ પાછળ મથી રહ્યા છે. છતાં એટલું તો કહેવાનું મન થાય જ છે કે લોકશિક્ષણ અને લોકસેવા એ જ આપણી તમામ નબળાઇઓનું ઓસડ છે. આપ એમ નહિ માનતા કે હું એક કેળવણીકાર છું એટલા માટે જ કેળવણીનું ગાડું જ્યાં ત્યાં આગળ ધકેલું છું. સ્વરાજનો વિચાર મારા મનમાં ન આવત તો મોળું ગણાતું કેળવણીનું ક્ષેત્ર હું કોઈ કાળે પસંદ ન કરત. સ્વરાજ્યની ચાવી કેળવણીમાં છે એમ જ્યારે મગજમાં ઠસી ગયું ત્યારે જ મેં તે ક્ષેત્ર પસંદ કર્યું. પણ રાષ્ટ્રીય શાળાઓ અને મહાવિદ્યાલયોમાં અપાતા શિક્ષણની વાત અહીં હું નથી કરતો. લોકશિક્ષણ એ અત્યંત વ્યાપક વસ્તુ છે. આપણી તમામ રાષ્ટ્રીય હીલચાલનો તેમાં સમાવેશ થાય છે. મારા જેવા અધ્યાપકને અહીં બોલાવ્યા પછી તેની કંઇક મીમાંસામાં હું ઉતરૂં તો તે સાંભળવા આપ તૈયાર થશો એમ હું માની લઉં છું.

પ્રજાને પોતાની સ્થિતિનું ભાન કરાવવું એ કેળવણીનું

પ્રથમ પગથિયું છે. તે કામ છાપાંઓ, માસિકો તેમજ આપણા નેતાઓ અને ઉપદેશકો કરી રહ્યા છે. આપણી મહાસભાઓ અને પરિષદો તેટલા જ માટે છે. પણ એ તો પહેલું જ પગથિયું છે. પ્રજાકીય કેળવણી આચરણ દ્વારા જ થઇ શકે છે. પંચાયતો દ્વારા આપણા કજીઆઓ પતે છે, એટલું જ નહિ પણ પ્રજાને સમાજશાસ્ત્રની અને સ્વરાજ ચલાવવાની ઉત્તમ કેળવણી મળે છે. પરસ્પર સહકાર, એકબીજા વિષેની કાળજી, મદદ અને જવાબદારી એમાં જ સ્વરાજ્ય રહેલું છે. અસહકારનો વિજય પણ આપણા માંહોમાંહેના સહકારમાં જ રહેલો છે. સરકાર સામે અસહકાર એ પ્રજાકીય કેળવણીનું એક અંગ છે અને આપણો માંહોમાંહેનો સહકાર એ બીજું અંગ છે. પરદેશી કાપડનો ત્યાગ એ એક અંગ છે, જ્યારે રેંટિયા ને ખાદી એ બીજું અંગ છે. સરકારી શાળાઅદાલતનો ત્યાગ એક અંગ છે, જ્યારે લવાદ-પંચાયતો અને રાષ્ટ્રીય કેળવણી એ બીજું અંગ છે.

પ્રજાની કૌવત વધારનાર કેળવણી આપવી હોય તો તે પ્રત્યક્ષ આચરણ દ્વારા જ આપી શકાય. શરાબી માણસ દારૂ છોડે નહિ ત્યાં સુધી એ શાની કેળવણી લેવાનો હતો? દસ ચોપડીઓ તે ભણે એથી એનો શો દહાડો વળવાનો હતો? પરદેશી કાપડ વાપરનાર માણસને કઈ કેળવણી કલ્યાણકારક નીવડવાની હતી? જેઓ પોતાના ઝગડા પોતાના સમાજ મારફતે પતાવી શકતા નથી તેમની વિદ્વત્તા દેશના શા કામમાં આવવાની હતી? જેઓ પોતાના રક્ષણને અર્થે બીજાના શૌર્ય પર આધાર રાખે છે તેમના પાંડિત્યમાં તેજ ક્યાંથી હોય? આપણે લાંબા લાંબા લેખો કે જાડી ચોપડીઓ લખી અને ઇતિહાસ-

ના દાખલાઓ ટાંકી આપણી સ્વરાજ્ય વિષેની પાત્રતા સિદ્ધ કરીએ છીએ, પણ તેટલું બસ નથી. આપણે જાલીમની જોહુકમી ઉઠાવવાની બાબતમાં આપણી અપાત્રતા સિદ્ધ કરવી જોઇએ. તે કંઇ દલીલથી થઇ શકવાની નથી; પ્રત્યક્ષ આચરણથી જેમ બોરસદની પ્રજાએ સિદ્ધ કરી તેમ સિદ્ધ કરવી પડશે. છોકરાઓને મર્દાનગીની કેળવણી આપનારા અખાડા, સમાજને સ્વાવલંબન શીખવનાર પંચાયતો અને મહાજનો, સ્વદેશની તાલીમ આપનાર રેંટિયો અને ખાદી—આ બધી વસ્તુઓનો જ્યારે સમાજમાં પ્રચાર થશે ત્યારે દેશમાં લોકશિક્ષણ સ્થાપાયું ગણાશે. જાતિવ્યવસ્થાને લીધે આપણે પોતા પૂરતો જ વિચાર કરતા થયા છીએ. દિવસરાત્ર જેઓ આપણી સેવા કરે છે એવી કોમોનાં પણ સુખદુઃખનો ખ્યાલ આપણને બહુ ઓછો આવે છે. તેમનામાં પણ આપણા જેવી તેજસ્વિતા વધે, અન્યાયની અસહિષ્ણુતા—ચીડ વધે એની ઇંતેજારી આપણને પુરતી નથી હોતી. તેથી આપણી હીલચાલમાં નબળાઇ રહે છે અને સરકાર આપણા નિશ્ચયોને માન આપતી નથી. જેને આપણે ગુલામીમાં રાખીએ છીએ, દબાએલો રાખીએ છીએ તે સ્વરાજ્યની લડતમાં મરદાઇનો ભાગ કેમ ભજવે?

જેમ આપણે આપણી દબાએલી કોમોની સ્થિતિ વિષે બહુ જ ઓછું જાણીએ છીએ તેમ આપણા ખ્રિસ્તી પારસી વગેરે પડોશીઓ વિષે પણ બહુ ઓછું જાણીએ છીએ. તેમની અને આપણી વચ્ચે ગેરસમજ નથી એ ખરૂં, પણ તેમનું આપણું પૂરેપૂરૂં સંગઠન પણ નથી. શું રોટીબેટીવહેવાર એ જ આપણા જીવનનું સંપૂર્ણ સ્વરૂપ છે? આપણે એકબીજાના

જીવનમાં સારી પેઠે પ્રવેશ કરવો જોઇએ, અસંખ્ય પ્રકારે એકબીજાની સેવા કરવી જોઇએ. ત્યારે જ આપણી બધાની દૃષ્ટિ એકસરખી થશે અને આપણે એકબીજાને પડખે ઉભા રહીને લડી શકીશું.

પ્રજાકીય લડતો એ કેળવણીનું સૌથી મહત્ત્વનું સાધન છે. દસ વરસ સુધીની બીજી કેળવણી પ્રજાને જે ન આપી શકે તે દસ અઠવાડિયાંની લડત જોતજોતામાં આપી શકે છે. મહાવિદ્યાલયની ત્રણ વર્ષની કેળવણી અને બોરસદ જેવી એક લડત સરખી છે. ફરક એટલો કે જ્યારે ત્રણ વર્ષની કેળવણી પાંચ પચાસ જુવાનો જ લઇ શકે, ત્યારે લડતથી મળતી કેળવણી આબાલવૃદ્ધ તમામ વર્ગોને મળે છે.

એટલા માટે જ આપણે લોકસેવા અને લોકશિક્ષણ પાછળ મંડી પડવું જોઇએ.

સૌથી પહેલું કાર્ય મહાસભાની સમિતિઓ ગામડે ગામડે સ્થિર કરવાનું છે. મહાસભાનું તન્ત્ર એ આપણા રાજકીય જીવનની નસો છે. તેની મારફતે જ આપણું રાષ્ટ્રીય લોહી દેશમાં બધે ફરી શકે એમ છે.

બીજું કાર્ય તે રાષ્ટ્રીય શાળાઓ. ઓછામાં ઓછે ખર્ચે દેશનાં તમામ બાળકોને અત્યંત જરૂરની એટલી જ કેળવણી આપનાર શિક્ષકોનો એક સંઘ સ્થાપન કર્યા વગર આપણે અજ્ઞાનના ડુંગર તોડી ન જ શકીએ. જાતજાતના વહેમો અને જૂના સડેલા રાગદ્વેષો કેળવણી દ્વારા દૂર ન કરીએ ત્યાં સુધી આપણી હીલચાલમાં એકતા, હિંમત અને દૃઢ નિશ્ચય ટકવાનાં નથી.

આપણું ત્રીજું કાર્ય તે ગામડાંની સેવા. છેલ્લાં દોઢ હજાર વર્ષના પરદેશી અમલ તળે પણ હિન્દુસ્તાને જો પોતાની સંસ્કૃતિ એટલે પોતાપણું જાળવી રાખ્યું હોય તો તેનું કારણ આપણી ગ્રામવ્યવસ્થા સંગીન, પ્રાણવાન અને સ્વરાજ્યના સિદ્ધાન્ત પર રચાએલી હતી એ છે. આજે ગામડાંઓ ભાગી ગયાં છે, દુકાળો, રોગો અને કોર્ટો ઘર ઘાલી બેઠાં છે, ગામડાંના બુદ્ધિમાન લોકો શહેરો તરફ તણાતા ગામડાંના પૈસા પાછળ તણાઈને શહેરો તરફ દોડે છે. જૂની ખાનદાની અને બાહોશી ભૂંસાઈ જવા લાગી છે. તેની કદર પણ નથી થતી. ટૂંકી દૃષ્ટિનું સ્વાર્થી ડહાપણ એ જ મોટામાં મોટો સદ્‌ગુણ ગણાવા લાગ્યો છે; અને જેના હાથમાં કંઈ પણ અધિકાર હોય તેની ખુશામત કરવી એ જ મુત્સદ્દીપણું લેખાવા લાગ્યું છે. આ કફોડી સ્થિતિ મટાડવી જ જોઈએ. તેને માટે દેશના સાચા સેવકો ને શિક્ષકો ગામડે ગામડે વાવવા જોઈએ, અને તેમની આગળ નિશ્ચિત કાર્યક્રમ હોવો જોઈએ. રોગચાળા વખતે માંદાઓની સેવા કરવી, ખેડુતોને જોઈતી માહીતી પૂરી પાડવી, ગામડાંની સ્વચ્છતા જાળવવી, રોજ સાંજે ધાર્મિક અને રાજકીય સાહિત્ય લોકોને વાંચી સંભળાવવું ને સમજાવવું, જ્યાં ફાવવાની આશા હોય ત્યાં કજિયા પતાવવાની પેરવી કરવી, રક્ષણ કરવાની જરૂર પડે ત્યારે ચોકીની ગોઠવણ કરવી, સભાઓ અને યાત્રાઓ વખતે વ્યવસ્થા રાખવી, છોકરાંછોકરીઓને લખતાં વાંચતાં કરવાં અને ઘેરઘેર રેંટિયાનું ધર્મચક્ર ચાલતું કરવું—એટલું કામ ગામડા દીઠ બબ્બે જણ જરૂર કરી શકે છે. એક તાલુકાનો માણસ બીજા તાલુકામાં કામ કરવા જાય ત્યારે તે અમલદાર જેવો ગણાય છે. એના કરતાં

જ્યાંનો માણસ ત્યાં જ કામ કરતો હોય તો સ્વરાજ્યનું વાતાવરણ વહેલું ને સહેલું બંધાય છે.

જે વિદ્યાર્થીઓએ રાષ્ટ્રીય કેળવણી લીધી છે, જેમના ઉપર ગુજરાતની બધી આશા બંધાઇ છે, જેમના હાથમાં આજના કાર્યકર્તાઓ આ ભાગ્યશાળી પ્રાન્તને આખરે છોડી દેવાના છે તેમને માટે આ ખાસ કામ છે. જૂના વહેમો અને સંકુચિત વિચારોના ચેપથી તેઓ પર છે. નિરાશાનું ભૂત તેમની છાતી પર સવાર નથી. વ્યવહારવાદના ખારાથી તેમની દેશભક્તિનું બીજ બળી ગયું નથી. નામના અને વાહવા મેળવવાના વ્યસનના તેઓ બંધાણી થયા નથી. તેમને માટે જ આ કાર્ય છે. વકીલોનો અને બૅરિસ્ટરોનો જમાનો ગયો. હવે ખેડુતો અને વિદ્યાર્થીઓનો જમાનો બેઠો છે. તેઓ આગળ આવીને પોતાનું સ્થાન લઈ લે એટલી જ વાર છે.

ગુજરાત વિદ્યાપીઠ એ ગુજરાતના હાથમાં મોટામાં મોટું સાધન છે. ગુજરાતની પ્રજા તેમાં વધારે ને વધારે રસ લે, તેની વધારે ને વધારે સેવા લે. તેની મારફતે પોતાના જીવનમાં અનુકૂળ ક્રાન્તિ કરી લેવાની આશા રાખે તો વિદ્યાપીઠ સાચે જ કામધેનુ જેવી થઈ પડશે. હિન્દુસ્તાનના ગૌરવનું જેને ભાન છે, સમાજને પ્રાણવાન કરવાને જેઓ તલસી રહ્યા છે, શુદ્ધ સ્વરાજ્ય સ્થાપવા જેઓ પોતાનું બલિદાન આપવા તૈયાર છે એવા જ્ઞાનવીરોએ અને કર્મવીરોએ પોતાની જિંદગી વિદ્યાપીઠની નાનીમોટી સંસ્થાઓને અર્પણ કરવી જોઇએ; સાદાઇ અને ત્યાગની દીક્ષા લઇ રાષ્ટ્રીય ઉદ્ધારનો યજ્ઞ ચલાવવો જોઇએ. નાનામોટા છોકરાઓને ભણાવવા એટલું જ તેમનું કામ નથી. સ્વરાજ્યની લડતમાં જેટલું ચારિત્રબળ

જોઇએ છે તેટલું ચારિત્રબળ પ્રજામાં આણવાની હામ તેઓએ ભીડવી જોઇએ.

સરકારની હીનતા સામે લડવા માટે આપણે આપણામાં રહેલી હીનતા પ્રથમ દૂર કરવી જોઇએ. આપણે પોતે આત્મ-શુદ્ધિ ન કરીએ અને સરકારને પજવીને સરકારની શુદ્ધિ કરવા મથીએ તો તેમાં આપણે ફાવવાના નથી. અને આવડો પરોપકાર શા માટે ?

આપણા દબાએલા વર્ગો પર વધારે દબાણ ચલાવી આપણી હીલચાલમાં આપણે તેમનો સહકાર મેળવી શકીએ, પણ તે રસ્તો જોખમભરેલો છે. તે રીતે છેલ્લી ઘડીએ આપણો ઘાત જ થવાનો. સાચો માર્ગ તો તેમની સેવા કરી, તેમને કેળવી, તેમને પોતાના જેવા કરી નાંખીએ એ જ છે.

ગુજરાતમાં સંઘશકિત સારી છે, ગુજરાતમાં ચાલતું કાર્ય તોડી પાડવાની ઇર્ષાળુ વૃત્તિ નથી. કોમના કે પ્રાન્તના આગેવાનો અમુક વસ્તુ પસંદ કરે એટલે બધા લોકો શ્રદ્ધાપૂર્વક તે કામને વધાવી લે છે. એ આ પ્રાન્તની સુંદરતા છે. આની અંદર મોટી શકિત રહેલી છે. સ્વરાજયને માટે આ મોટામાં મોટી લાયકાત છે. મતભેદ કેળવવાની ચળ આ પ્રાન્તમાં બહુ ઓછી છે; નથી જ એમ કહીએ તોપણ ચાલે. તેથી આપણું કામ બીજા પ્રાન્તોના પ્રમાણમાં બહુ સુગમ છે. માથાદીઠ ભિન્ન મત હોઈ શકે છે, પણ દરેક જણ સ્વતન્ત્ર નેતા થવા જાય તો જાહેર જીવન જ તૂટી પડે એ જે લોકો જાણતા નથી તેમની સ્થિતિ આજે આપણી દૃષ્ટિ આગળ છે.

માત્ર આપણી એકતા વધારે સંગીન અને કાર્યક્ષમ કરવા માટે આપણે લોકશિક્ષણનું કામ વધારે ઊંડુ કરવાની

જરૂર છે. આપણે કહેલી વસ્તુ લોકો ઝટ માની લે છે એટલાથી જ આપણને સન્તોષ ન થવો જોઇએ. આપણી હીલચાલનું રહસ્ય લોકોના મગજ પર બરાબર ઠસાવવું જોઇએ. મહાજનોના કે ન્યાતના આગેવાનોને ગળે એકાદ વાત ઉતરી એટલું બસ નથી. સમાજની દરેક વ્યક્તિના વિચારમાં ક્રાન્તિ થવી જોઇએ, નહિ તો ક્યાંક ને ક્યાંક કચાશ રહી જાય, અને એ કચાશ છેલ્લી ઘડીએ પણ નડ્યા વિના ન રહે. આપણે સંઘશક્તિના દબાણથી કામ લેવાની વૃત્તિ ન જ રાખીએ. દબાણથી કામ લેવું એ સરકારી માર્ગ છે. પ્રજાને કેળવી તેની પાસેથી કામ લેવું એ સ્વરાજનો માર્ગ છે. સાચી શક્તિ, નિર્ભય શક્તિ પ્રજાની કેળવણીમાં જ છે.

સોળ વરસ પહેલાં દૈનિક 'રાષ્ટ્રમત'ના કાર્યાલયમાં રોજ અમારી રાષ્ટ્રીય ચર્ચા ચાલતી. તેમાં બે ત્રણ જણા અમે કહેતા કે મહારાષ્ટ્ર આગળ મોટામાં મોટો સવાલ બ્રાહ્મણ-બ્રાહ્મણેતરનો છે. અમારા બીજા મિત્રો અમને 'ઍલાર્મિસ્ટ' એટલે કે નાહક ભડકનારા ગણી કાઢતા. તેઓ કહેતા, 'બ્રાહ્મણેતરોમાં ખરેખરો અસન્તોષ છે જ નહિ. કેટલાક ભણેલા લોકો તેમને આડે રસ્તે દોરે છે, પણ કોઈ આડે રસ્તે જવાનું નથી.' અમે કહેતા, 'બ્રાહ્મણેતરોને અન્યાય થાય છે કે નહિ એટલો જ વિચાર બસ નથી. બ્રાહ્મણેતરોનો પ્રેમ અને વિશ્વાસ આપણે મેળવ્યો છે કે નહિ એ સવાલ છે. તેમ કર્યું ન હોય તો કાળે કરીને તેઓ પોતાના સ્વાભાવિક આગેવાનોની પાછળ જ જવાના. માટે આજથી જ આપણે બ્રાહ્મણેતરોના અશિક્ષિત અને સુશિક્ષિત બન્ને વર્ગ સાથે એકરૂપ થવું જોઇએ. કોઇ પણ સવાલ ગંભીર થઇ જાય ત્યાં સુધી

તેની ઉપેક્ષા કરવી, ગંભીર થયા પછી ચીડ કરવી અને વાત હાથમાંથી છટકી ગયા પછી હાથ ઘસવા બેસવું એ ડહાપણનો માર્ગ નથી, એ સ્વદેશભક્તિનું લક્ષણ નથી. આજે દેશમાં અન્ત્યજોનો સવાલ ગંભીર થઇ ચૂક્યો છે. હિન્દુ જાતિમાં જો કાંઇ પણ ધાર્મિકતા હોય, કાંઇ પણ ન્યાયબુદ્ધિ હોય, ઓછામાં ઓછું કાંઇ પણ વ્યવહારકુશળતા હોય, સ્વરાજ્યની લગની લાગી હોય તો અન્ત્યજોના સવાલનો ઉકેલ વગરવિલંબે આણવો જ જોઇએ. અન્ત્યજોની આપણે સેવા કરીએ, તેમની અસ્પૃશ્યતા દૂર કરીએ, તેમને કેળવણી આપીએ, તેમને સમાજમાં માનભર્યું સ્થાન આપીએ એમાં આપણે કંઇ ઉદારતા બતાવતા નથી, એમાં આપણે તેમના પર ઉપકાર કરતા નથી. તે તો તેમનો સ્વાભાવિક હક છે અને હિન્દુ તરીકેની આપણી પ્રાથમિક ફરજ છે. આપણા સામાજિક જીવનને અંગે આપણને જે જે લાભ મળે છે તે બધા પર તેમનો હક હોવો જોઇએ. કથા-કીર્તન દ્વારા આપણને ધર્મોપદેશ મળે છે. આપણી જાહેર સભાઓમાં આપણને રાજદ્વારી કેળવણી મળે છે. બાલ્યકાળ નિશાળમાં ગાળીને આપણે સંસ્કારી જીવનયાત્રાને માટે અણમોલ તૈયારી કરીએ છીએ. ગામની પંચાયતોમાં આપણે પ્રજાજીવનના પાઠ ભણીએ છીએ. ચોરામાં અને બજારોમાં આપણે આપણી આર્થિક સ્થિતિથી વાકેફ થઇએ છીએ. પરસ્પર સહવાસથી પરસ્પર પ્રેમ બંધાય છે અને તેથી જીવન સુખમય થાય છે. આ બધી સાર્વજનિક વસ્તુઓનો લાભ મેળવવાનો હિન્દુ તરીકે અન્ત્યજોનો હક છે. આ વસ્તુથી તેમને વંચિત રાખીએ તો પ્રભુને ઘેર આપણે ગુન્હેગાર છીએ. હજી પણ જો આપણે પ્રાયશ્ચિત્ત નહિ કરીએ અને સામાજિક કેળવણીનો

વારસો તેમને નહિ આપીએ તો શુનઃશેપ જેમ પોતાના પિતાનું ગોત્ર છોડીને ચાલ્યો ગયો તેમ અન્ત્યજો આપણને તજી દેશે, અને તેની સાથે ઇશ્વર પણ આપણો શત્રુ બનશે. અત્યાર સૂધી તેઓ આપણને વફાદાર રહ્યા છે એ તેમની ખાનદાની છે, અને એ ખાનદાની જ તેમનો ઉદ્ધાર કરશે.

કોર્ટ કે રેલ્વે ટ્રેન વગેરે ઠેકાણે જ્યાં પોતાનો સ્વાર્થ હોય ત્યાં તો સગવડિયો ધર્મ પળાય છે અને જ્યાં પોતાનો દોર ચાલતો હોય ત્યાં તિરસ્કારધર્મ અખત્યાર કરવામાં આવે છે, એ દંભ ઝાઝા દિવસ સૂધી નહિ ચાલી શકે. પ્રભુનાં પ્રિય અન્ત્યજોનાં બાળકથી કુઆ અભડાઇ ગયો એમ કહી દીન અન્ત્યજોને માર મારનાર લોકોનું કૃત્ય ડાયરના કૃત્યના જેટલું જ તિરસ્કારને પાત્ર છે. આપણે સ્વરાજ્યવાદીઓ ડાયરશાહીના જેટલા દુશ્મન છીએ તેટલા જ આ ઘાતકીપણાના પણ શત્રુ છીએ એ આપણે સ્પષ્ટ કરવું જોઈએ.

આપણી સામાજિક એકતા ફક્ત ભિન્ન ભિન્ન ધર્મ અને પંથ વચ્ચે જ જોઇએ છે એમ નથી. જ્યાં સુધી સમાજના દબાએલા વર્ગોને સ્વતંત્રતાનું અને જવાબદારીનું સ્થાન નહિ આપીએ ત્યાં સૂધી આપણી હીલચાલમાં કચાશ રહેવાની જ. એકલા અન્ત્યજો જ દબાએલા નથી. જેમ અન્ત્યજોને સમાજમાં સ્વાભાવિક સ્થાન નથી, જેમ તેમને ભાગે સમાજનો ભાર ઉઠાવવાનું છે, અને છતાં જેમ તેઓ સામાજિક પ્રવૃત્તિના લાભોથી વંચિત રહે છે, તે જ દશા આપણા ખેડુતો ને મજૂરોની છે. હું નથી માનતો કે દુનિયાના કોઇ પણ દેશનો ખેડૂતવર્ગ હિન્દુસ્તાનના ખેડુતો જેટલો લદાયેલો હોય. સ્વરાજ્ય વહેલામાં વહેલું મેળવવાની કુંચી ગામડાંઓમાં છે. ખેડુત અને

મજૂરો સાથે રહીને, તેમની સાથે ભળીને જ્યારે તેમનું જીવન આપણે સજીવન કરીશું ત્યારે જ આપણે સ્વરાજ્ય મેળવીશું.

આપણો દબાએલો અને મોટામાં મોટો વર્ગ તો સ્ત્રીજાતિ છે. દેશની ચિન્તા અને દેશની લડત સાથે તેઓ એકરૂપ થયાં નથી ત્યાં સૂધી આપણા દરેક કાર્યમાં લંગડાપણું રહે જ છે એવો અનુભવ આપણને ક્યાં નથી થયો? પરદેશી કાપડના બહિષ્કાર અને ખાદીના પ્રચારમાં સ્ત્રીઓની મદદ મેળવતાં જ્યારે મુશ્કેલી પડે છે ત્યારે અત્યાર સૂધી આપણે કરેલી તેમની ઉપેક્ષાનું ભાન તાજું થાય છે. ડગલે ને પગલે હાર ખાવી ન હોય તો સ્ત્રીઓની ઉપેક્ષા કર્યે ચાલશે નહિ. તેમના વહેમો ને સામાજિક દુરાગ્રહો દૂર ન કરીએ તો આપણને સ્વરાજ્યની લડત લડનાર બાહોશ કુટુંબો મળવાની આશા છોડી જ દેવી પડે. આજનો બાહોશ અને બહાદુર સ્વાર્થત્યાગી જુવાન આવતી કાલે પરણે છે કે તરત જ મોળો, હીનદીન બની જાય છે. એ સ્થિતિનું નિરાકરણ ન કરીએ તો સ્વરાજ્યની લડત કોણ લડે? હું ધારૂં છું કે બીજા કેટલાક પ્રાન્ત કરતાં ગુજરાતમાં ગૃહસંસાર પર સ્ત્રીઓનો કાબુ વધારે છે. એ સ્થિતિ વખાણવા જેવી તો છે જ. તેને લીધે સ્ત્રીઓમાં કાર્યકુશળતા અને હિંમત વધારે હોય છે. પણ તેથી જ સ્વરાજ્યના કાર્યક્રમમાં તેમનો વિરોધ વધારે નડે છે. આકરી પ્રજાકીય લડતમાં સ્ત્રીઓ ઓછો ભાગ લે એ સમજાય એવું છે. પણ પ્રજાકીય જાગૃતિમાં, પ્રજાકીય કેળવણીમાં ગુજરાતી સ્ત્રીઓનો ભાગ કેટલો છે? બેચાર ગણ્યાગાંઠ્યા અપવાદ બાદ કરીએ તો લગભગ નિરાશાનાં જ વચન કાઢવાં પડે. પ્રણયની નવલકથાઓ અને સ્નેહલગ્ન કે દેહલગ્નની મીમાંસાઓ

ભણાવવાથી સ્ત્રીઓને સમાજમાં તેમનું સ્વાભાવિક સ્થાન અને જવાબદારીનું કાર્ય મળવાનું નથી. હાલની પરિસ્થિતિથી તેમને વાકેફ ન કરીએ, જીવનમાં કેટલું પરિવર્તન કરવાની જરૂર છે તે ન સમજાવીએ ત્યાં સૂધી આપણી જાગૃતિમાં તેઓ પોતાનો હિસ્સો કઇ રીતે આપે? રાષ્ટ્રીય જીવનની સત્યતા તેમની આગળ હજી ક્યાં રજુ થઇ છે? દરેક સંસ્કારી કુટુંબમાં આ દિશામાં યત્ન થવા જોઇએ. દરેક જવાબદાર માણસે આ વિષયની પોતાની ફરજ ઓળખવી જોઇએ. દરેક ઘરને આપણે ઉત્તમમાં ઉત્તમ સંસ્થા કરી શકીએ.

જેમ આપણા સમાજમાં આ ત્રણ દબાએલા વર્ગ છે તેમ સમાજને પ્રત્યક્ષ નુકસાન પહોંચાડનાર ત્રણ વર્ગ છે એમ મારૂં માનવું છે. એ ત્રણ વર્ગને દુખવવાની મારી લગારે ઇચ્છા નથી, પણ લાગણી છૂપાવીને તેમને રાજી રાખવા એમાં બંધુભાવ નથી. આ ત્રણ વર્ગો તે પેટને માટે ગમે તેવો જુલમ ગુજારવા તૈયાર થનાર સરકારી નોકરો અને બહાદુર પણ અજાણ સિપાઇઓ; દેશનું ધન પરદેશ મોકલી તેમાંથી મળતી દલાલી પર મહાલનાર પરદેશી કાપડ વગેરેના વેપારીઓ; અને ત્રીજો વર્ગ તે આપણો વકીલવર્ગ. અંગ્રેજી ભણેલા નોકરીમાં ઉતરી જ્યારે સરકારના દાસ બનવા લાગ્યા ત્યારે વકીલોએ કંઇક સ્વતન્ત્રતાની ટેક જાળવેલી. આપણી મહાસભાની શરૂઆતની હીલચાલને તેમને જ હાથે પ્રથમ પોષણ મળેલું. આપણા મહાન નેતાઓમાંથી ઘણાખરા એ જ વર્ગમાંથી આવ્યા છે. છતાં દુઃખ સાથે કહેવું પડે છે કે વકીલવૃત્તિથી જ સામાજિક આમન્યાના બંધન શિથિલ થઈ ગયાં છે, સામાજિક સંપ તૂટી ગયો છે, બહાદુરી ઓછી થઇ છે, અને

બીકણુ સ્વાર્થવાદ બધે ફેલાયો છે. આ મારા અંગત વિચારો છે. પ્રમુખસ્થાનેથી તે જાહેર કરવાનો મને હક છે કે નહિ એ વિષે મને શંકા છે. છતાં જ્યાં આટલા બધા કજિયા-કંકાસ આપણી હીલચાલને તોડવા ભેગા થયા છે ત્યાં આપણી નબળાઇનાં કારણો શોધતાં સૂઝેલા વિચારો રજુ કરવાની ફરજ સમજી હું બોલ્યો છું. ઘણાને એથી દુઃખ થશે. દીન થઇ હું તેમની ક્ષમા ઇચ્છું છું. સાથેસાથે જેઓએ વકીલાત છોડી છે—વકીલાત છોડી છે એટલું જ નહિ પણ વકીલવૃત્તિ પણ છોડી છે તેમને અહીં મુબારકબાદી આપું છું.

સ્વરાજ્યનો વિચાર કરતા હોઇએ કે રાષ્ટ્રીય કેળવણીના, રાષ્ટ્રસંગઠનનો કે બેઠા બળવાનો, ખાદીનો જ સવાલ સૌથી પહેલવહેલો દૃષ્ટિ આગળ ઉભો થાય છે. દેશને ક્ષયરોગ લાગુ પાડનાર આર્થિક સ્રાવ બંધ કરવો હોય તો ખાદીની જ ઉપાસના કરવી જોઇએ. ગરીબ લોકોનો ભૂખમરો ટાળવો હોય તોયે ખાદીની જ ઉપાસના કરવી જોઇએ. સંપત્તિની વહેંચણી ન્યાય અને સમતાની દૃષ્ટિએ કરવી હોય તો ખાદી એ એક-માત્ર ઇલાજ છે. દેશદાઝની દીક્ષા લેવી હોય તો ખાદી જ પહેરવી જોઇએ. અન્ત્યજોનો ઉદ્ધાર કરવો હોય તોપણ ખાદીને આશ્રય આપવો જોઇએ. સ્વરાજ્યને માટે દિવસરાત મહેનત કરવા આપણે બંધાએલા છીએ, દેશનું અપમાન દૂર કર્યા વગર ભોગવિલાસ આપણે માટે હરામ છે એનું સ્મરણ જો સતત જાગ્રત રાખવું હોય તો ખાદી તૈયાર કરવી જોઇએ. ખેતીની પ્રવૃત્તિ જેટલી જ ખાદીની પ્રવૃત્તિ સ્વાભાવિક અને વ્યાપક થવી જોઇએ. ગુજરાતમાં ખાદીનો પ્રચાર વધવો જોઇએ તેમ ખાદીની પેદાશ પણ વધવી જોઇએ. વેપારપ્રધાન

આ પ્રાન્તને બીજા પ્રાન્તોથી ખાદી મંગાવીને પહેરવાની ટેવ પડી જાય તો ગુજરાતના વણકરો અને ગરીબ લોકો રઝળી જાય. ખાદીપ્રચારનું કામ મહાસભાએ અત્યાર સુધી ખૂબ કર્યું છે. હવે દરેક માણસે ખાદીપ્રચાર માટે કમર કસવી જોઇએ. વક્તાઓએ ને લેખકોએ ખાદીનો સંદેશો દેશમાં બધે પહોંચાડયો છે. હવે આપણે ખાનગી સંભાષણમાં તેમજ ન્યાતજાતના મેળાવડામાં, દુકાન પર તેમજ દવાખાનામાં, શાળામાં તેમજ બજારમાં, જ્યાં ખાદી વગરનો માણસ જોઇએ ત્યાં તેને ટોકવો જોઇએ. વ્યાખ્યાનો કરતાં આવી મીઠી ટકોરની અસર વધારે થાય છે એવો ઘણાનો અનુભવ છે. આપણો સહવાસ જેઓ ચાહતા હોય તેમને ખાદી વાપરવા વિષે આગ્રહપૂર્વક કહેવાનો આપણો હક છે તેમ આપણી ફરજ પણ છે. આપણા સમાજમાં ખાદી વગર હરવુંફરવું એ મોટામાં મોટો અવિવેક છે એમ જ બધાને થાય એવી સ્થિતિ આપણે આણવી જોઇએ. જ્યાં છાપાંઓ અને વક્તાઓ પહોંચી શકતા નથી ત્યાં પણ આ પદ્ધતિ પહોંચી શકે છે. આ પદ્ધતિ જો દરેક હિન્દી પવિત્ર ફરજ સમજી અમલમાં મૂકે તો ખાદી બોર્ડ કરતાં પણ વધારે કામ થાય; ઓછે ખરચે થાય અને વધારે સ્થાયી થાય. ખાદી વિષે આટલાં વર્ષ ચર્ચા કર્યા પછી આ પ્રાન્તમાં તો કશું કહેવાપણું બાકી રહ્યું હોય એમ લાગતું નથી. ગુજરાતમાં ખાદીનું સાર્વભૌમ રાજ્ય કરી મહાત્માજીને મોટામાં મોટો સન્તોષ આપવો એ આપણે માટે અશક્ય ન હોવું જોઇએ.

પ્રજા સમજે અને સ્વયંસેવકો તનતોડ મહેનત કરે તો પ્રજાજીવનમાં ખાદી કેટલો પ્રવેશ કરી શકે છે એનો નમૂનો

બારડોલી તાલુકામાં આપણે પ્રત્યક્ષ કર્યો છે. અને ખાદી આપણા આર્થિક, સામાજિક અને ધાર્મિક જીવનમાં કેટલું કાર્ય કરી શકે છે, કેટલું યુગાન્તર કરી શકે છે તેનો ઉત્તમ દાખલો શ્રી. લક્ષ્મીદાસભાઇ અને તેમના સાથીઓએ રામેસરામાં બતાવ્યો છે. આટલા અનુભવ પછી ખાદીના પ્રભાવ વિષે કોઇ શંકા કાઢી ન શકે. જો ખામી હોય તો તે ખાદીની શક્તિમાં નથી પણ આપણી શ્રદ્ધા અને આપણા ઉત્સાહમાં જ છે. ખાદીના પ્રસાદ તરીકે મળેલું સ્વરાજ્ય સાચે જ રામરાજ્ય હશે.

ભાઇઓ અને બહેનો, મારે કહેવું હતું તે મેં કહી દીધું છે.

દક્ષિણ અને પૂર્વ આફ્રિકા જઇ વસેલા આપણા હિન્દુ-મુસલમાન ભાઇઓને જે દુઃખો વેઠવાં પડે છે તે દુઃખ અને તે અપમાન આપણાં જ છે. પણ તે વિષે આજે અહીં નવું શું કહીએ? તેમની ખાતર તેમજ દેશી રાજ્યોની અને ત્યાંની પ્રજાની સ્થિતિ સુધારવા ખાતર પણ આપણે સ્વરાજ્ય જલદી મેળવવાનો પ્રયત્ન કરવો જોઇએ.

આપને એ વાત સાલી હશે કે રાજકીય પરિષદની શરૂઆતના આ ભાષણમાં સરકારનો, સરકારની નીતિનો અને સરકારના અન્યાયનો ક્યાંય ઉલ્લેખ નથી. સરકારનાં કાળાં કૃત્યોને મેં ક્યાંય વખોડયાં નથી. હું આપ સૌને ખાતરી આપું છું કે ઇરાદાપૂર્વક મેં તેમ કર્યું છે. લોકો જ્યાં સુધી સરકારને ઓળખી શકયા ન હતા ત્યાં સુધી સરકારની નીતિનાં લાંબાં લાંબાં વર્ણનો કરવાં પડતાં. જ્યાં સુધી આપણા લોકોને કંઈ આશા હતી કે આ સરકારમાં શુદ્ધ દાનતના અંશો રહ્યા છે ત્યાં સુધી આપણા લોકોએ બીજા બધા

ફલાજો અજમાવી જોયા. હવે આપણે નિરાશાનું બળ કેળવીએ છીએ. તેમાંથી જ આત્મશક્તિની શ્રદ્ધા ઉગી નીકળી છે. તેને જ હવે વફાદાર રહીએ. સરકારે ગાંધીજીને છોડયા, આપણને આનન્દ થયો. પણ સરકારે પોતાની કુટિલનીતિ ક્યાં છોડી છે? સરકારની ઉદ્ધતાઇ જેવી છે તેવી ને તેવી જ છે. આપણે ધારાસભાનો બહિષ્કાર કર્યો પણ તેથી ધારાસભામાં ગએલા આપણા ભાઇઓનું સરકારે જે હડહડતું અપમાન કર્યું છે તે શું આપણે દરગુજર કરવાના હતા? વાત એ છે કે અસહ્ય થએલા જુલમનાં કાવ્યમય અથવા જુસ્સાદાર વર્ણનો કરીને દિલાસો પામવાની આપણે ના પાડવી જોઇએ. સરકારનાં કાળાં કૃત્યોને વખોડવાથી આપણને જે સમાધાન થાય છે તેને લીધે પણ આપણામાં મોળાશ આવવાનો સંભવ છે. આંસુ વહેવડાવીએ તો પણ અમુક જાતનું સાન્ત્વન મળી જાય છે; તે પણ અટકાવવાની જરૂર છે. શું સરકારને ધિક્કારવાથી આપણને ટાઢક વળવાની છે? શું સરકારના નવા નવા અન્યાયની ગણતરી કર્યા વગર આપણે પંજાબના અત્યાચારનું સ્મરણ તાજું ન રાખી શકીએ? શું ત્રણ વરસ વીતી ગયાં એટલા માટે જ આપણી સ્વરાજ્યની ધગશ શમી જવાની હતી? મહાત્માજીએ કહ્યું છેઃ 'પ્રજાને ઘડવી એ કંઇ જાદુના ખેલ નથી. એમાં તો પરસેવાનાં ટીપાં પાડવાનાં છે, લોહીનું પાણી કરવાનું છે.' આપણે રણદીક્ષા લઇ ચૂકયા છીએ. હવે તો આપણો વ્યૂહ કઇ રીતે સજડ કરીએ, આપણી સેના કેમ વધારીએ, આપણી યુદ્ધની પ્રતિજ્ઞા કઇ રીતે પાળીએ એનો વિચાર કરવા ખાતર જ આપણે ભેગા થઇ શકીએ, અને તે કામ આપ સૌ હવે શરૂ કરશો એવી મારી વિનંતિ છે.

# ધર્મભૂમિ

હિંદુસ્તાનને આપણે અભિમાનપૂર્વક ધર્મભૂમિ કહીએ છીએ. દુનિયાના તમામ ધર્મો આ દેશમાં વસે છે. કેટલાક ધર્મોને આ ભૂમિએ જન્મ આપ્યો, બીજા કેટલાકને આશ્રય આપ્યો, અને કેટલાક ધર્મોએ તો પોતાના મેળે આ દેશમાં પોતાને માટે સ્થાન મેળવ્યું. એટલે હિંદુસ્તાનનું ધર્મ-ભૂમિ એ નામ સાર્થ થયું છે.

પરમાત્માએ શા ઉદ્દેશથી બધા ધર્મો આવી રીતે આ જ દેશમાં ભેગા કર્યા છે? ઇતિહાસ દ્વારા પરમાત્માની યોજના શોધતાં જણાય છે કે સર્વ ધર્મોનો સમન્વય કરવો, સર્વ ધર્મોનું એક કુટુંબ બાંધવું, એ જ આ દેશને ઈશ્વરનો આદેશ છે. ઇતિહાસ ઉપરથી આપણે એમ પણ જોઈ શકીએ છીએ

કે જ્યારે જ્યારે અને જેટલે અંશે હિંદુસ્તાન આ આદેશને વફાદાર રહ્યું છે ત્યારે ત્યારે, અને તેટલે જ અંશે, હિંદુસ્તાનની ઉન્નતિ થઇ છે. હિંદુસ્તાનનો પુરુષાર્થ સર્વ ધર્મને એકત્ર, અવિરોધી અને પરસ્પર પોષક કરવામાં રહેલો છે. જ્યારે જ્યારે એ પુરુષાર્થ હિંદુસ્તાન ભૂલી ગયું છે ત્યારે ત્યારે હિંદુસ્તાનને વેઠવું પડયું છે. કેટલીક વખતે અપાર શાંતિને લીધે આપણે ઇશ્વરે સોંપેલું આ આપણું કાર્ય ભૂલી ગયા છીએ, અને કેટલીક વખતે વિકારવશ થઇને આપણે તે કાર્ય પડતું મૂક્યું છે. ધર્મોનો સવાલ, જાતિનો સવાલ, હજારો વર્ષો થયાં આપણી આગળ છે. અનેક રીતે તેનો ઉકેલ લાવવાનો આપણે પ્રયત્ન કર્યો છે, પણ એક જ પંથે આપણે ફાવ્યા છીએ. તે પંથ તે પ્રેમનો પંથ. ઝેરની સામે વેર કેળવી સર્વનાશ કરવાનાં સત્રો પણ આપણે આરંભ્યાં, પણ દરેક વખતે ક્ષમા અને પ્રેમ ઉપર વિશ્વાસ રાખનારી આસ્તિકતા જ આખરે ફાવી છે.

જે વખતે મુસલમાનો આ દેશમાં આવ્યા તે વખતે હિંદુસ્તાનની જાતિઓ છિન્નભિન્ન થઈ હતી, પ્રાણ ક્ષીણ થયો હતો. એટલે આપણે તે ધર્મનું યથાર્થ સ્વાગત ન કરી શક્યા. તેઓ પણ આપણને ન સમજી શક્યા. મુસલમાનોનો સ્વભાવ આપણાથી ભિન્ન, તેમની રહેણીકરણી જુદી, અને આગ્રહ વિલક્ષણ, એટલું જોઇને જ આપણે તેમની સાથે કેવી રીતે વર્તવું એ નક્કી કર્યું. તેમણે પણ આ દેશના હૃદય સુધી પહોંચ્યા વગર ઉપર ઉપરથી જ પોતાની નીતિ નક્કી કરી. એને પરિણામે ગેરસમજ પેદા થઇ, યુદ્ધો થયાં, અને રણમેદાન ઉપર આપણે એકબીજાને ઓળખતા થયા. આ યુદ્ધોમાં બંને જાતિઓએ સજ્જડ હાર ખાધી એમ કહી શકાય. આખરે

અને ક્રમને ઇશ્વરની ઇચ્છાને વશ થઈ એકત્ર રહેવાનું આપણે નક્કી કર્યું. હિંદુ અને મુસલમાન બંને જોઇ શક્યા કે કોઈ પણ કોમ બીજાનો નાશ ન જ કરી શકે, દેશપાર પણ ન કરી શકે. એટલે સવાલ એટલો જ રહ્યો કે સદંતરને માટે લડતા જ રહેવું કે પ્રેમથી ભાઇભાઇ થઇને રહેવું? હિંદુ-મુસલમાન વચ્ચે ભાઇચારો પેદા કરવાના પ્રયત્નો પહેલેથી જ થતા આવે છે, પણ સમસ્ત પ્રજા તેનો અમલ કરે ત્યાં સુધી ઘણો કાળ ગયો. અંતે જે એકતા થઇ તેમાં એક ભારે દોષ રહ્યો. પરસ્પર પૂર્વપરિચય કોઇ કાળે થયો જ નથી, અને તેથી જ એકતા દૃઢ ન થઇ. ધર્મ વિષે તેમજ સામાજિક ક્ષેમ વિષે કલ્પનાઓ ભિન્ન હોવા છતાં એકત્ર કેમ રહેવું એનું શાસ્ત્ર, એની વૃત્તિ આપણે કેળવી નહિ, ફેલાવી નહિ તેથી જ આજે આટલું દુઃખ વેઠવું પડે છે, અને હિંદુમુસલમાનના ઐક્યનો ઉકલી ગએલો સવાલ ફરી ખોલવો પડ્યો છે.

રાષ્ટ્રનો આત્મા કહે છે, ઐક્યનું તત્ત્વ, સંપનું શાસ્ત્ર એ તો અહિંસા છે. એકબીજાનું સહન કરવું, એકબીજાના સંકટે એકબીજાને મદદ કરવી, અને પ્રેમને ખાતર સર્વ જાતના સ્વાર્થો જતા કરવા એ જ એક માર્ગ છે.

આજના નાસ્તિક કેળવણીના યુગમાં જ્યારે પ્રેમ કરતાં હકનો જ વિચાર વધારે થાય છે, જ્યારે સમાજવ્યવસ્થાપકનું કામ કાયદા અને કોર્ટોએ લીધું છે, વકીલો લોકોના સલાહકાર બન્યા છે તે યુગમાં 'જતું કરવું,' સહન કરવું, દિલ ઉદાર રાખવું, એ નબળાઇનું લક્ષણ અથવા લોકોત્તર સદ્‌ગુણ ગણાય છે; પણ સાચું જોતાં સમાજનો પાયો સ્વાર્થ અને વિગ્રહ ઉપર રચાએલો નથી.

માંહેમાંહે લડીએ તો જૂનો અનુભવ ભારે કિંમતે ફરી ખરીદવો પડે, અને એમાં બંનેની ક્ષીણતા રહી છે. કોલકરાર કરીને વિગ્રહ શમાવવાનો પ્રયત્ન કરીએ તો તેમાં પણ આપણે નિષ્ફળ જવાના. દુનિયાનો અનુભવ છે કે કોલકરાર કરવાની શરૂઆતની પરિસ્થિતિ કોલકરાર પાકા થતાં સુધી પણ ટકતી નથી. પરસ્પર વિશ્વાસ અને પ્રેમની લાગણીથી જ એકતા સાધી શકાય, ટકાવી શકાય.

હિંદુમુસલમાન વચ્ચે જ્યાં સુધી અવિશ્વાસ રહેશે ત્યાં સુધી એકબીજાનું મનુષ્યબળ કેટલું છે તેનો હિસાબ હમેશાં ચાલ્યા જ કરવાનો, અને દરેક પક્ષ પોતાનું બળ વધારવાનો અથવા વધારે છે એમ બતાવવાનો પ્રયત્ન કરવાનો જ. હિંદુસ્તાનમાં મુસલમાનોની સંખ્યા હિંદુઓના પ્રમાણમાં બહુ ઓછી છે, તેથી અવિશ્વાસના વાતાવરણમાં તેઓ હિંદુથી બીએ તે સમજાય એવું છે. બીતો માણસ જો વ્યવહારકુશળ હોય તો બીક સામે શિરજોરીનું કવચ ધારણ કરવાનું તેને સૂઝે જ. એવી સ્થિતિમાં સાચો ઉપાય તો સામસામે સજ્જ થવાને પોતપોતાનું સંગઠન કરવું એ નથી, પણ સામા પક્ષને નિર્ભય કરવો એ જ છે. જો હિંદુઓ અને મુસલમાનો એકવાર સમજી જાય કે રાષ્ટ્રીય વ્યવહારમાં બંને કોમના હિતસંબંધ એક જ છે, પરસ્પર વિરોધી નથી, તો ગમે તે રીતે પોતાની સંખ્યા વધારવાની તકલીફમાં કોઈ નહિ ઉતરે. પોતાને જડેલાં ધર્મતત્ત્વો પોતાને સર્વોચ્ચ જણાતાં હોય તો તે બીજાને અર્પણ કરવાને મન લલચાય એ સ્વાભાવિક છે. પણ તે તો એક પરોપકારનો ધંધો રહ્યો, તેમાં જબરદસ્તી કેમ હોય ? શુદ્ધ ભાવે બધા જ ધર્મનાં ધર્મતત્ત્વો લોકો આગળ મૂકીએ એમાં કોઇને હાનિ નથી,

માત્ર તેમ કરવાને શુદ્ધ વાતાવરણ હોવું જોઇએ. તેવું વાતાવરણ ન હોય ત્યારે પ્રથમ તેવું વાતાવરણ કરવાનો પ્રયત્ન કરીએ. ધર્મનું પવિત્ર બીજ પ્રેમના શુદ્ધ ક્ષેત્રમાં જ વાવી શકાય. ધર્મમાં જબરદસ્તી ન હોઇ શકે એ તત્ત્વ જેમ હિંદુ ધર્મમાં છે તેમ કુરાને શરીફમાં પણ સ્પષ્ટ બતાવેલું છે. ધાર્મિક અજ્ઞાનને લીધે અને કોમી અહંકારને લીધે જે ઝેરી વાતાવરણ પેદા થયું છે તે સાફ થયા પછી જ આપણે જોઇ શકીશું કે આપણા હિતસંબંધ એક જ છે. હિંદુના તમામ હિતસંબંધો મુસલમાનોના હાથમાં સુરક્ષિત છે અને મુસલમાનોના હિતસંબંધ હિંદુઓના હાથમાં સુરક્ષિત છે. વ્યક્તિ વ્યક્તિ વચ્ચે અથવા સ્થાનિક કારણોને લીધે વિખવાદ ઉભા ન થાય એમ નથી, પણ બંને કોમોનું હૃદય જ્યારે સાફ હશે અને દરેક કોમના આગેવાનો પોતાની કોમ ઉપર કાબુ મેળવી નિર્ભયતાથી પોતાની કોમને તેનું ચોખ્ખું કર્તવ્ય બતાવી દેશે ત્યારે અલ્પ પ્રયાસે તમામ વિખવાદો આપણે મટાડી શકીશું. પોતાની કોમ ભૂલ કરતી હોય અથવા પ્રેમની બધી માગણીઓ અદા કરતાં અચકાતી હોય ત્યારે તેને સખ્ત ઠપકો આપી તેનું કર્તવ્ય સ્પષ્ટપણે બતાવવાને હિંમત અને અધિકાર તે તે કોમના આગેવાનોએ કેળવવાં જોઇએ, અને સામી કોમની બાબતમાં તો પ્રેમનો રસ્તો એ જ છે કે અવિશ્વાસ જાય નહિ ત્યાં સુધી કોઇપણ વસ્તુ જતી કરતાં અચકાવું ન જોઇએ. નબળાઇથી જ્યારે આપણે કોઇ પણ વસ્તુ જતી કરીએ છીએ ત્યારે આપણી નબળાઈ વધે છે, પણ વિશ્વાસપૂર્વક પ્રેમની ઉદારતાથી કરેલા ત્યાગે આજ સુધી કોઇને નબળો પાડયો નથી. પ્રેમની શિખામણ સામા પક્ષને આપવાની નથી હોતી, પણ

પોતાને સમજાવીને તે અમલમાં મૂકવાની હોય છે. 'બંધુપ્રેમ આખરે વિજયી ન થાય તો?' એવી શંકા નાસ્તિકતાની નિશાની છે. આવી નાસ્તિકતા ઉપર રચાએલું સમાજશાસ્ત્ર કે રાજકરણ અંતે વિનાશ તરફ જ લઇ જવાનું. 'સામો પક્ષ શિરજોરી કરે, અથવા દુરાગ્રહ રાખે ત્યારે નમવામાં નબળાઇ આવ્યા વિના કેમ રહે?' એ સવાલ હમેશાં ઊઠે છે. પણ પ્રેમની શિખામણ એ નથી કે જુલમને વશ થવું, પ્રેમ એટલું જ કહે છે કે જુલમ સામે પ્રેમથી અથડાઓ, સ્વાર્થ અને લાભનો સવાલ હોય ત્યાં ઉદારતાથી જતું કરો, અને જ્યાં જબરદસ્તી હોય ત્યાં જબરદસ્તીની અવેજીમાં જે કષ્ટ અથવા વિપત્તિની બીક બતાવવામાં આવે છે તે કષ્ટ અને વિપત્તિને જ નિર્ભયતાથી વહોરી લો. બીકણપણું છોડી દેવું, નિર્ભય થઇ રહેવું, અને પ્રેમથી ઉદારતા કેળવવી એ એક જ અત્યંત વ્યવહાર્ય, પ્રમાણમાં સહેલો અને ત્વરિત ઉપાય છે.

હિન્દુસ્તાનને આપણે અભિમાનપૂર્વક ધર્મભૂમિ કહીએ છીએ, પણ તે કાંઇ એકલા હિન્દુ ધર્મની ધર્મભૂમિ નથી, પણ ધર્મમાત્રની ભૂમિ છે, ધાર્મિકતાની ભૂમિ છે. જેમ આ આ ભૂમિમાં સર્વ ધર્મોને આશ્રય મળ્યો છે, તેમ આ ભૂમિમાંથી જ કાળે કરીને સર્વ ધર્મોને પોષણ પણ મળે એવી ઇશ્વરની પણ યોજના હોય તો તેમાં નવાઇ નથી.

(નવજીવન, તા. ૧૬–૩–૨૪)

## ધર્મસંસ્કરણ

કેટલાક લોકો કહે છે અમારો ધર્મ જૂનામાં જૂનો છે માટે સારો છે. કેટલાક કહે છે અમારો ધર્મ છેલ્લામાં છેલ્લો છે માટે તાજો છે. કેટલાક કહે છે અમુક પુસ્તક એ આદ્ય ધર્મગ્રંથ છે માટે તેમાં બધું આવી જાય છે. બીજા કહે છે અમુક પુસ્તક ઇશ્વરે દુનિયાને આપેલો છેલ્લામાં છેલ્લો ધર્મગ્રંથ છે માટે તેની બહાર જવાય નહિ.

સનાતનધર્મી બીજી જ રીતે વિચાર કરે છે. સૃષ્ટિને આદિ અને અંત હોઇ શકે છે. ધર્મગ્રંથોને આદિ અને અંત હોઇ શકે છે. પણ ધર્મ તો અનાદિ અને અનંત છે; તેથી જ તે સનાતન કહેવાય છે. સનાતન એટલે શું? જે આ સૃષ્ટિની શરૂઆત પહેલાં હતું અને આ સૃષ્ટિના અંત પછી પણ રહેશે તે સનાતન. આ અર્થમાં આત્મા અને પરમાત્મા એ જ સનાતન ગણાય.

પણ સનાતનનો બીજો એક અર્થ છે. જે નિત્યનૂતન હોય છે તે સ્વભાવે જ સનાતન હોય છે. જે જીર્ણ થાય છે તે મરી જાય છે; જે બદલાતું નથી તે સડી જાય છે; જેની પ્રગતિ નથી થતી તેની અધોગતિ થાય છે. બંધ પવન ગંધાય છે. ન વહેતું પાણી સ્વચ્છ નથી રહેતું. પહાડના પથરા બદલાતા નથી માટે ધીમેધીમે તેમનો ભૂકો થઇ જાય છે. ઘાસ ફરી ઉગે છે. જંગલની વનસ્પતિ દર વરસે મરી જાય છે અને દર વરસે ઉગે છે. વાદળાં ખાલી થાય છે અને ફરી ભરાય છે. કુદરતને નિત્યનૂતન થવાની એ કળા જડી છે તેથી જ કુદરત હંમેશાં નવયૌવના દેખાય છે.

આ સિદ્ધાન્ત જાણતા હોવાથી જ સનાતનધર્મના વ્યવસ્થાપકોએ યુગધર્મ પ્રમાણે ભિન્ન ભિન્ન ધર્મોની વ્યવસ્થા કરી છે. કાલમાહાત્મ્ય જાણતા હોવાથી જ તેઓ કાલને જીતી શકયા છે. ધર્મના આધ્યાત્મિક સિદ્ધાન્તો અચલ અને અટળ છે. પણ તેમનો વ્યવહાર દેશકાલને અનુસરીને બદલવો પડે છે. એ જાણીને ધર્મકારોએ હિંદુ ધર્મની રચનામાં જ ફેરફારનું તત્ત્વ દાખલ કર્યું છે. તેથી જ એ ધર્મ સનાતનપદ પ્રાપ્ત કરી શકે છે. અનેકવાર ક્ષીણપ્રાણ થયો છતાં તે નિષ્પ્રાણ થયો નથી.

અને માણસની જડતાને લીધે ઘણીવાર એ ધર્મમાં સડો પેઠો હોવા છતાં કશા વિપ્લવ વગર તેનું પુનરુજ્જીવન થયું છે.

સામાજિક વ્યવસ્થામાં અથવા ધાર્મિક વિધિઓના રિવાજોમાં કાલાનુકૂલ ફેરફાર થવો જોઇએ; પણ હિંદુ સમાજમાં જ્યારથી અબુદ્ધિએ જડ ઘાલી ત્યારથી આવા ફેરફારો તરફ હિંદુઓ સાશંક દૃષ્ટિએ જોવા લાગ્યા. પૂર્વજો કરતાં આપણું ડહાપણ વધી જ ન શકે, પૂર્વજો તો ત્રિકાળનો વિચાર કરનાર હતા, તેમણે રચેલી વ્યવસ્થામાં દખલ કરીશું તો કોણ જાણે ક્યા સંકટમાં જઇને પડીશું, એવી બીક અથવા નાસ્તિકતા આપણામાં પેસી ગઇ છે. ખરૂં જોતાં તો ફેરફારની બીક એ સનાતન ધર્મના સ્વભાવથી વિરુદ્ધ છે. પુખ્ત વિચાર વગર ચંચળતાને લીધે કરેલા ફેરફારની કોઇ હિમાયત ન જ કરે; પણ અજ્ઞાનની બીક રાખીને નિષ્પ્રાણ સ્થિરતા શોધવા જવું એમાં પુરુષાર્થ તો નથી જ, ઉલટું મરણ જ છે.

પોતાનું છોડી પારકું ગ્રહણ કરવું એ જૂદું, અને પોતીકું તેમજ પારકું તપાસી પોતાનામાં જોઇતો ફેરફાર કરવો એ વાત જૂદી. ઇશ્વર દર જમાનામાં અવનવા સંજોગો આપણી આગળ ઉભા કરી આપણી બુદ્ધિશક્તિને કસરત પૂરી પાડે છે અને તે રીતે ધર્મના મૂળ સિદ્ધાન્તોનો પરિચય જાગૃત રાખે છે. બાહ્ય આકારમાં ફેરફાર ન થાય તો ભીતરના તત્ત્વનું શુદ્ધ દર્શન થઇ જ ન શકે. આપણા જમાનામાં પૂર્વજોની જ કોપી ઘૂંટવી રહી હોય, નવું કશું જ કરવાનું, જાણવાનું કે શોધવાનું ન રહ્યું હોય તો આપણી સદી વંધ્યા જ નીવડી કહેવાય.

પ્રાચીન કાળથી આપણા દેશમાં દરેક રીતે એકબીજાથી

જૂદા પડતા એવા ધર્મ અને કોમો ભેગાં થતાં આવ્યાં છે. દરેક વખતે એવા સહવાસને લીધે આપણે ધર્મપ્રવચન જૂદી જૂદી રીતે કરવું પડ્યું છે. જે જાતની શંકા દૂર કરવી હોય, જે જાતના દોષ ધોઈ કાઢવા હોય તેને અનુસરીને એક જ ધર્મસિદ્ધાન્ત નવી નવી ભાષામાં અને નવા નવા રિવાજોમાં ગોઠવવો પડે છે અને તેથી જ એ ધર્મ અનેક પાસાવાળાં તેજસ્વી રત્નોની પેઠે દિવ્યનો દિવ્યતર બનતો રહ્યો છે.

પારકી સત્તા તળે આપણે રહેતા હોઇએ ત્યારે ધર્મને અત્યંત કૃત્રિમ અને હીન વાતાવરણ વેઠવું પડે છે. વિરોધી લોકોનો હુમલો ચાલતો હોય એ વખતે ધર્મસંસ્કરણમાં સ્વાભાવિક વિકાસ રહેતો નથી. આપણે કંઇક ફેરફાર કરવા જઇએ અને એટલામાં વિરોધીઓ નબળાઈ જોઈ મર્મસ્થાન પર ઘા કરે તો? એ બીક હમેશાં રહ્યાં કરે છે. પારકી સત્તા સ્વાભાવિક રીતે સમભાવશૂન્ય હોય છે. તે રૂઢિને ઓળખે છે પણ પ્રાણને ઓળખતી નથી. તેથી જ પારકી સત્તાના કાયદાઓ કહે છે, 'તમારા જે રિવાજ પરાપૂર્વથી ચાલ્યા આવતા હોય તેટલાને જ રક્ષણ મળશે. નવા રિવાજ તમે નહિ પાડી શકો. જ્યાં છો ત્યાંથી ખસી ન શકો. જૂના કલેવરને અમારૂં અભયદાન છે. તમારા પ્રાણને રાજમાન્યતા આપીએ તો અમારા પ્રાણ ટકી જ ન શકે.' આવી સમભાવશૂન્ય તટસ્થતામાં સડેલી રૂઢિઓ પણ કાયદાની કૃત્રિમ મદદથી ટકી શકે છે.

'હિંદુ લૉ'ના અમલમાં આ સ્થિતિ ડગલે ને પગલે નડે છે. ન્યાયમૂર્તિ તેલંગ ઘણીવાર આ સ્થિતિ સામે પોતાનો અણગમો અને ચડભડાટ બતાવતા. દરેક ધર્મને અને દરેક સમાજને પોતાની વ્યવસ્થામાં ગમે તે ફેરફાર કરવાનો હક

હોવો જ જોઇએ. પણ તેમ કરવા માટે જોઈતી સ્વતંત્રતા, એકતા અને યોજનાશક્તિ તે તે સમાજમાં હોવી જોઇએ. ગમે તે ભોગે પણ આપણે તે કેળવવી જ જોઇએ. હિન્દુ ધર્મને જો ટકાવવો હોય અને જગતમાં જો તેનું સ્વાભાવિક સ્થાન તેને પાછું અપાવવું હોય, જો હિન્દુ ધર્મને સમાજ-કલ્યાણકારી બનાવવો હોય તો આપણે હિંમતપૂર્વક તેનો સડો ધોઈ નાંખવો જોઇએ. ધર્મના સનાતન સિદ્ધાંતના વિરોધી એવા કેટલાયે રિવાજો અને વહેમો આપણા સમાજમાં પેસી ગયા છે કે જેને લીધે બધી પ્રગતિ અટકે છે. તે બધાની વિનાવિલંબે હોળી કરવી જોઇએ.

અસ્પૃશ્યતા એ આવી એક બદી છે. જાતિપરત્વે આવતો અહંકાર અને પ્રેમની સંકુચિતતા એ બીજી બદી છે. જ્યાં રૂઢિને નામે દયાધર્મનું ખૂન થાય છે, જ્યાં આત્મા અપ-માનિત થાય છે, જ્યાં ધર્મપ્રીતિને બદલે લાલચ અને ભીતિને સ્થાન અપાય છે, ત્યાં ધર્મે તે સામે પોતાનો અધિકારી અવાજ ઊઠાવવો જોઇએ. સરકારી અમલદારોને લાંચ આપીને પોતાની મતલબ કાઢી લેવા શીખેલા લોકો એક ઇશ્વરને છોડી તેને બદલે અનેક ભયાનક શક્તિઓને લાલચ આપવામાં ધર્મ સમજવા લાગ્યા. જોહુકમી, ક્રોધી અને તરંગી તેમજ ખુશામત-પ્રિય અધિકારીઓના જુલમ તળે રહીને નામર્દ બનેલા લોકોએ દેવદેવીઓનો સ્વભાવ પણ તેવો જ હોય એમ કલ્પી તેમના પ્રત્યે પણ ડરકુની વૃત્તિ કેળવી અને એમ આપણે ધર્મમાં જ અધર્મનું સામ્રાજ્ય કાયમ કર્યું. સત્યનારાયણથી માંડીને બળિયાકાકા સુધીના બધા જ દેવોને આપણે ડરાવનાર ગુંડ (Bullies) બનાવ્યા. આકાશના તારા અને ગ્રહો, જંગલનાં

ઝાડો અને વનસ્પતિઓ, આપણાં ભાઈબંધ પશુઓ અને પક્ષીઓ, ઉષા અને સન્ધ્યા, ઋતુઓ અને સંવત્સરો, બધે જ, જ્યાં આપણા પૂર્વજ ઋષિઓ તે પરમ મંગલની પ્રેમમય વિભૂતિઓની ઝાંખી કરતા અને તેમની સાથે આત્મીયતા અને એકતા અનુભવતા ત્યાં આજે બીક, બીક ને બીક જ દેખાય છે ધર્મનું શુદ્ધ અને ઉદાત્ત સ્વરૂપ જાણનાર લોકો આપણા વિધિઓમાં રહેલું કાવ્ય જોઇ શકે છે, પણ અજ્ઞ જનસમુદાય કાવ્યને સનાતન સિદ્ધાન્ત અથવા વાસ્તવિક સ્થિતિ માની વિચિત્ર અનુમાનો પકડી બેસે છે અને ધર્મનું કાર્ય વિફળ કરી નાંખે છે.

આજે હિન્દુ ધર્મનો ઉત્કર્ષ ચાહનાર દરેક માણસનું પ્રથમ કર્તવ્ય એ છે કે તેણે પોતાના સમાજમાં ધર્મનું શુદ્ધ સ્વરૂપ પ્રગટ થાય એની ઇંતેજારી રાખવી. જેમાં સત્યની નિર્ભયતા અને પ્રેમની એકતા નથી, જેમાં ત્યાગનું શહૂર નથી, ઉદારતાની સુવાસ નથી, તે ધર્મ નથી એ આપણે બરાબર સમજવું જોઇએ અને સમજાવવું જોઇએ. હિન્દુ ધર્મના સંસ્કરણનો સમય આવી ચુકયો છે, કેમકે તેના ઉપર બાઝેલી છારી તેને ગૂંગળાવી મારે છે.

(નવજીવન, તા. ૨૬-૧૦-૨૪)

# વિશ્વધર્મ

( છૂટાછવાયા વિચારો )

'મહાવીર' એ નામ શ્રીવિષ્ણુને લગાડવામાં આવ્યું છે. તેનું વાહન ગરુડ એને પણ મહાવીર કહે છે. શ્રીરામચન્દ્રજીને પણ મહાવીર કહે છે. શ્રીરામચન્દ્રજીના એકનિષ્ઠ સેવક હનુમાન પણ મહાવીર જ છે. આજે આપણે શ્રીપાર્શ્વનાથનાઅનુગામી વર્ધમાનને મહાવીર તરીકે ઓળખીએ છીએ.

'મહાવીર' શબ્દથી શો અર્થબોધ થાય છે? સર્વત્ર વ્યાપીને, આસુરી શક્તિનો પરાજય કરીને વિશ્વનું પાલન કરે છે તે વિષ્ણુ મહાવીર છે. અમૃત મેળવી શકે એવો શક્તિમાન માતૃભક્ત ગરુડ તે મહાવીર. પિતાનું વચન પાળવા ખાતર, પ્રજાનું કલ્યાણ કરવા ખાતર અને ધર્મનિષ્ઠાનો આદર્શ સ્થાપવા ખાતર રાજ્ય, સુખ અને સીતાનો ત્યાગ કરનાર શ્રીરામચન્દ્ર તે મહાવીર. કશા બદલાની ઇચ્છા રાખ્યા વગર સેવા કરનાર અને શક્તિનો ઉપયોગ શિવની સેવામાં જ કરનાર બ્રહ્મચારી સેવાનન્દ હનુમાન તે મહાવીર. માતૃભક્તિ, સુખનો ત્યાગ, ભૂતમાત્ર વિષેની અપાર દયા અને ઇન્દ્રિયજયનો ઉત્કર્ષ બતાવનાર જ્ઞાતૃપુત્ર વર્ધમાન તે પણ મહાવીર. આર્ય જાતિએ સર્વોચ્ચ સદ્‌ગુણોની જે મનોમય મૂર્તિ કલ્પી છે, જે આદર્શ રચ્યો છે તેને પહોંચનાર વ્યક્તિ તે મહાવીર. વિજય મેળવે તે વીર. અંતર્બાહ્ય દુનિયા પર વિજય મેળવે તે મહાવીર. વીર એટલે આર્ય. મહાવીર એટલે અર્હત્.

* * *

હિન્દુ ધર્મ રાષ્ટ્રીય ધર્મ છે. એક મહાન રાષ્ટ્રનો ધર્મ હોવાથી તેને મહારાષ્ટ્રીય ધર્મ પણ કહી શકાય. પણ હિન્દુ ધર્મનાં તત્ત્વો સાર્વભૌમ છે, વિશ્વધર્મનાં છે, તેનો ફેલાવો સર્વત્ર થઇ શકે એમ છે. હિન્દુ ધર્મે મનુષ્યજાતિનો જીવનધર્મ શોધી કાઢયો છે. કઈ શરતે મનુષ્યકોટિ શાન્તિથી રહી શકે, ઉત્કર્ષ પામી શકે, પરમતત્ત્વને ઓળખી શકે અને મેળવી શકે એ હિન્દુ ધર્મે ક્યારનું નક્કી કર્યું છે. 'स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात्,' 'न हि कल्याणकृत्कश्चिद्दुर्गतिं तात गच्छति,' 'धर्मो रक्षति रक्षितः' એવી શ્રદ્ધા કે અનુભવ

આ ધર્મે નોંધી રાખ્યો છે. છતાં હિન્દુ ધર્મ પ્રચારપરાયણ (મીશનરી) ધર્મ નથી. પોતાનો ધર્મ દુનિયામાં ફેલાવવો એ હિન્દુ ધર્મનો આગ્રહ નથી. હિન્દુ પોતાનો ધર્મ પોતાના આચરણમાં ઉતારવાનો જ પ્રયત્ન કરે છે. તેમાં જો તે સફળ થાય તો તેની છાપ પડોશીઓ પર પડવાની જ. છાપ પાડવા જવું એમાં અધીરાઈ અને ઉતાવળ છે, એટલે કે જીવનની કચાશ છે, એમ માની હિન્દુ વધારે પ્રયત્નપૂર્વક આત્મશુદ્ધિ જ કરવાનો.

સામાજિક હિન્દુ ધર્મ એટલે આ સનાતન તત્ત્વો આપણી વિશિષ્ટ જાતિને અનુકૂળ કરવાનો પ્રયત્ન. જુદો સમાજ આ જ તત્ત્વો જુદી રીતે પોતાના જીવનમાં ઉતારી શકે છે. હિન્દુ ધર્મનાં આ સનાતન તત્ત્વો સમાજમાં દાખલ કરવાના અનેક અખતરાઓ આ દેશમાં થએલા છે. રૂઢ સનાતન ધર્મ આ દેશ બહાર બિલકુલ ફેલાયો જ નથી. ફેલાવવાના પ્રયાસો કોઈ કાળે થયા છે કે નહિ તે આપણે જાણતા નથી. આ દેશમાંથી તે રૂઢ સનાતન ધર્મ નાબુદ કરવાના પ્રયાસો થયા છે. તે પ્રયાસો નિષ્ફળ ગયા છે એટલું આપણે જાણીએ છીએ. પણ રૂઢ સનાતન પદ્ધતિ છોડીને બીજી ઢબે થએલા અખતરાઓ દુનિયામાં સારી પેઠે ફેલાયા છે. બૌદ્ધ ધર્મ એનો સાક્ષી છે, બૌદ્ધ ધર્મ એ જ પહેલવહેલો મીશનરી ધર્મ દેખાય છે. એના પહેલાં મીશનરી કાર્ય થયું હોય તો આપણે તે ચોકસ રીતે જાણતા નથી. વર્ણવ્યવસ્થાવાળો જીવનધર્મ પ્રચારક ન જ થાય એમ પણ લાગે છે. (જીવનધર્મ એટલે ફક્ત માનવા માટે રચેલો ધર્મ નહિ પણ જીવવા માટે રચેલો ધર્મ એ હિન્દુ ધર્મનો અત્યન્ત આગ્રહ છે.)

બૌદ્ધ અને જૈન ધર્મમાં પુષ્કળ ભેદ છે, છતાં બંનેમાં સામ્ય પણ ઓછું નથી. બંને મીશનરી ધર્મ થવાને લાયક છે. બંને વિશ્વધર્મ છે. સ્યાદ્વાદરૂપી બૌદ્ધિક અહિંસા જીવદયારૂપી નૈતિક અહિંસા, અને તપસ્યારૂપી આત્મિક અહિંસા (ભોગ એટલે આત્મહત્યા—આત્માની હિંસા. તપ એટલે આત્માની રક્ષા—આત્માની અહિંસા.) જે ધારણ કરી શકે તે જ વિશ્વધર્મ થઇ શકે, તે જ અકુતોભય વિચરી શકે. 'यस्मान्नोद्विजते लोको लोकान्नोद्विजते च य:' એ વર્ણન તેને જ લાગુ પડી શકે છે. આ પ્રસ્થાનત્રયી સાથે તમામ દુનિયાની યાત્રા થઇ શકે છે. આત્માની શોધમાં આ જ પાથેય કામ આવે એવું છે.

* * *

મીશનરી ધર્મ તત્ત્વને વફાદાર રહે પણ પોતાના રૂપ વિષે આગ્રહ ન રાખે. દેશ તેવો વેશ એ નિયમ ધર્મને પણ—ખાસ કરીને વિશ્વધર્મને લાગુ પાડી શકાય છે. વિશ્વધર્મ સાચેસાચો વિશ્વધર્મ હોય તો પોતાના નામનો પણ આગ્રહ ન રાખે. બૌદ્ધ ધર્મના કેટલાંયે રૂપો થએલાં છે.

* * *

વિશ્વધર્મ એક જ હોય એમ માનવાનું કારણ નથી. જેમ કોઇ ઓરડીમાં રાખેલા ચારપાંચ દીવા પોતપોતાનો પ્રકાશ ઓરડીમાં બધે ફેલાવે છે, આખી ઓરડીનું રાજ્ય ભોગવે છે, અને છતાં પોતાનું વ્યક્તિત્વ જાળવી શકે છે, તેમ અનેક વિશ્વધર્મ એકીસાથે તમામ દુનિયાનું રાજ્ય ભોગવી શકે. ધર્મમાં અદેખાઇ કે મત્સર ક્યાંથી હોય? એક મ્યાનમાં બે તલવાર ન રહે. એક દરબારમાં બે મુત્સદ્દીઓ કારભાર ન કરે પણ એક દુનિયામાં ગમે તેટલા ધર્મ એકસાથે સામ્રાજ્ય ભોગવી

શકે, કેમકે ધર્મ તો અહિંસક જ હોય. ધર્મ એટલે જ અદ્રોહ
જ્યાં ધર્મ ધર્મ વચ્ચે ઝગડાઓ ચાલે છે અને સંખ્યાબળ
ઇન્તેજારી દેખાય છે ત્યાં જાણી લેવું કે ધાર્મિકતા રહી નથી
ધર્મને નામે અધર્મ શિરજોરી ચલાવી રહ્યો છે. ધર્મનું વી
ક્ષીણ થયું છે. આવી સ્થિતિમાંથી જે ધર્મવીર હોય, મહાવ
હોય તે જ દુનિયાને ઉગારી શકે.

* * *

અહિંસાનું પૂરેપૂરું સ્વરૂપ આપણે જાણવું જોઈએ. અહિંસ
એ મહાવીરનો ધર્મ છે, તમામ દુનિયાને જીતવાની હો
રાખનાર જિનેશ્વરનો ધર્મ છે. દુનિયાના એક ખૂણામાં પ
જ્યાં સુધી હિંસા વર્તી રહી હોય ત્યાં સુધી એ અહિંસાધ
પરાજિત જ છે. કૃત્રિમ રીતે ભરણપોષણ આપી સૂક્ષ્
જંતુઓને જીવાડવા એ અહિંસાધર્મનો સંતોષ ન હોવો જોઈએ
મહાવીરની પેઠે તમામ દુનિયાનું દર્દ—પાંચે ખંડનું દ
મહાવીરે તપાસવું જોઇએ. અને પોતાની પાસેનું સનાત
ઔષધ ત્યાં ત્યાં પહોંચાડવું જોઈએ. મહાવીરના અનુયાયીઓ
હૃદયની વિશાળતા અને ઉત્સાહનું શૌર્ય કેળવી બધે પહોંચ
જવું જોઇએ. સંગ્રામના વીર શસ્ત્રાસ્ત્ર લઈને દોડે. અહિંસા
વીર આત્મશુદ્ધિ અને કરુણાથી સજ્જ થઈ દોડે. તમા
દુનિયાનો અપાસરો બનાવવો જોઇએ. નાનકડા અપાસરા
કેટલાને આશ્રય મળી શકે?

( નવજીવન, તા. ૨૭–૪–૨૪ )

## નાના ભાઈ વગર દીવાળી ?

**દીવાળીને** દિવસે ઘરનાં બધાં કુટુંબીઓ ભેગાં થાય છે. દૂર દેશ ગયેલાં પણ બની શકે તો દીવાળીને દિવસે જ પાછાં આવવાનો આતુર હોય છે. દીવાળી એટલે મિષ્ટાન્નનો દિવસ. તે દિવસે બધાં સ્વજન ભેગાં થયાં ન હોય તો મિષ્ટાન્ન મિષ્ટ કેમ લાગે ? ભાઈ રીસાઈ ગયો હોય તો તે દિવસે તેને મનાવીને ઘેર પાછો આણીએ છીએ. આપણે ભાઈને માઠું લગાડ્યું હોય તો માફી માગીને તેને પ્રેમની દોરીથી બાંધીને ખેંચી લાવીએ છીએ. દીવાળીને દિવસે એક પણ ભાઈ દૂર ન રહે એ આપણી મોટામાં મોટી ઈચ્છા હોય છે.

આપણે એક ભાઇને—અને તે પણ સૌથી નાના ભાઇને ક્યારનો દૂર રાખ્યો છે, જાણીજોઇને દૂર રાખ્યો છે, તેનો તિરસ્કાર કરીને તેને દૂર રાખ્યો છે. છતાં તે રીસાયો નથી. બિચારો કંઇક નિરાશ થયો છે, કંઇક આશાભીની નજરે ઘર તરફ જુએ છે. હજી તે પોતાનો ભાગ માગતો નથી, હક કરતો નથી. તમે રાખો તે સ્થિતિમાં રહેવાને તૈયાર છે; માત્ર તેને ઘરની અંદર સ્થાન જોઇએ છે. ભાઇ કરીને આપણે તેને બોલાવીએ એનો જ તે ભૂખ્યો છે. એના વગર આપણી દીવાળી કેમ ઉજવાય ? એના વગર મિષ્ટાન્નમાં રસ ક્યાંથી આવે ? દીવાળીને દિવસે આપણે અન્નકૂટ ભલે કરીએ, પણ ઇશ્વર તેના ઊંચા શિખર તરફ જોતો નથી, પણ નાના ભાઇની પ્રેમભૂખી આંખમાંથી આપણા તરફ જુએ છે. નાના ભાઇને જ્યાં સુધી આપણે 'ભાઈ' કહીને પ્રેમથી અંદર ન બોલાવીએ ત્યાં સુધી ઇશ્વરને त्वमेव माता च पिता त्वमेव કહેવાનો આપણને અધિકાર નથી.

( બંસરી, કાર્તિક ૧૯૮૧ )

# સહધર્મચારિણી

**આ**પણે છોકરાંઓને રમાડીએ છીએ. છોકરાંઓ પર વહાલ કરીએ છીએ, છોકરાંઓને પ્રસન્ન રાખવાને ઇંતેજાર રહીએ છીએ, તેમની સાથે ગેલ કરવામાં જિંદગીનું દુઃખ પણ ભૂલી જઈએ છીએ. છતાં તેમને આપણી સંસારયાત્રાના ભાગીદાર ગણતા નથી. તેમની સલાહ લેતા નથી, આપણી મૂંઝવણો તેમની આગળ ખુલ્લી કરતા નથી. તેમની ઇચ્છા અનિચ્છાને ઝાઝું મહત્ત્વ આપતા નથી, તેમની હઠને વશ થઇએ તોપણ રાજીખુશીથી નહિ પણ સહેજ અકળાઇને જ. કેમકે છોકરાં એ આખરે છોકરાં જ છે, બાલિશ છે, બેજવાબદાર છે, એક રીતે આપણાં રમકડાં છે. શું સ્ત્રીઓ પ્રત્યે પણ આપણે એવી જ વૃત્તિ ધારણ કરીએ ? આપણે તેમના પર પ્રેમનો વરસાદ વરસાવીએ, તેમને સારાં સારાં કપડાં આપીએ, ઘરેણાં આપીએ, તેમનું કામ ઓછું કરવા ખાતર ઘરમાં નોકરો ને રસોઇઆ રાખીએ, હરવા ફરવા માટે ગાડીઘોડા રાખીએ, નાટક સિનેમા જોવા સાથે લઈ જઇએ, તેમને લખતાં વાંચતાં આવડતું હોય તો નવલકથાઓ વેચાતી લઇ આપીએ કે વાંચી

સંભળાવીએ, સહેજસાજ રસિકતા કેળવાઇ હોય તો કવિતા વાંચી બતાવીએ, પ્રણયમીમાંસા કે પરિણયમીમાંસા ઉપર ચર્ચા કરીએ, અને નવરાશને વખતે કળા ઉપર પણ સંભાષણ ચલાવીએ. શું મનુષ્યજીવનમાં સ્ત્રીને આટલું જ સ્થાન છે? દેશની સ્થિતિ, સમાજની સ્થિતિ, ધર્મનું સંશોધન, સામાજિક ફેરફાર વગેરે ગંભીર સવાલો પર વિચાર કરવાનું આપણે તેમને આમંત્રણ ન આપીએ? ઑફિસમાં કે શેર બજારમાં માથાકૂટ કરીને થાક્યા પછી ઘેર મંદમંજુલ વાર્તાલાપ સાંભળવાને મળે છે એટલા માટે શું તેમને—સ્ત્રીઓને જીવનની વાસ્તવિકતા અને તેના યથાર્થ સ્વરૂપથી અપરિચિત રાખીએ? કેળવણીમાં પણ, સ્ત્રીઓને કાગળ લખતાં ને વાંચતાં આવડે, સભામાં કઈ રીતે બેસવું ને બોલવું એની સમજણ પડે, ખુરશીમાં બેઠે બેઠે ખોળામાં કુતરૂં કે બિલાડી ન હોય ત્યારે રેશમનો દડો લઇને ભરતકામ કે ગૂંથણ કરવામાં વખત ગાળવાની ટેવ પડે એટલું બસ છે?

આ ચિતારમાં અતિશયોક્તિ ભલે હોય; પણ એ આદર્શનું ધ્યાન નથી થતું, એ તરફ ધીમે ધીમે પ્રવૃત્તિ નથી થતી, એવી આપણી ખાતરી છે? સ્ત્રીઓને શીવણ ગૂંથણ આવડે છે એટલા માટે ઘરમાં કપડાંનું કે દરજીનું બીલ ઓછું થયું છે એવાં કુટુંબો આપણે કેટલાં બતાવી શકીએ એમ છીએ? ભાઇનાં પહેરણ કે ધોતિઆં ફાટયાં છે અને બહેને તે સાંધી આપ્યાં છે અને આ રીતે કરકસરમાં મદદ કરી છે એવા દાખલા સુશિક્ષિત ઘરોમાં કેટલા મળે?

જૂના લોકોએ તો સ્ત્રીઓની દુર્દશા કરી જ છે, તેમને ભોગવિલાસનાં પશુ ગણ્યાં જ છે, પણ નવા લોકોએ સુદ્ધાં કંઇ

સ્ત્રીઓનો ઉદ્ધાર કર્યો જ છે એમ નથી લાગતું. કેટલેક ઠેકાણે સ્ત્રીઓને એકાદ ધંધો શીખવી તેમને આર્થિક સ્વાતન્ત્ર્યનો રસ્તો બતાવવામાં આવે છે ખરો, પણ તેટલાથી કંઇ સ્ત્રીઓને કુટુંબમાં અને સમાજમાં તેમનું સ્વાભાવિક સ્થાન મળતું નથી. આજે સ્ત્રીઓને જે શીખવવામાં આવે છે તેમાં કુટુંબ સામે આર્થિક સ્વાતન્ત્ર્ય આપવાનો ઉદ્દેશ સ્પષ્ટ હોય છે; કુટુંબ સાથે આર્થિક સ્વાતન્ત્ર્ય અથવા આર્થિક કૌવત આપવાની દૃષ્ટિ ભાગ્યે જ જોવામાં આવે છે.

'સહધર્મચારિણી 'એ સ્ત્રીનું યથાર્થ વર્ણન છે. પુરુષ પાટલા પર બેસી દાનધર્મ અથવા ધામિક ક્રિયા કરતો હોય એવે વખતે સ્ત્રી પાસે બેસી એના હાથને પોતાનો હાથ અડાડે એટલાથી કંઇ તે સહધર્મચારિણી થતી નથી. જ્ઞાનમાં ને કર્મમાં, ઉત્સાહમાં ને ચિંતામાં પુરુષે સ્ત્રીને પોતાની સાથી ગણવી જોઇએ. ઘરમાં સ્ત્રીઓને વધારે સુખ મળે, વધારે સગવડો મળે અથવા તેમના પ્રત્યે વધારે વિવેક કેળવાય એટલાથી તેમની ઉન્નતિ થવાની નથી. કોઇ પણ સંસ્કારી વિષયી માણસ તેટલું કરવાને તૈયાર થઇ જાય. પણ તેથી તે નારીપ્રતિષ્ઠાનો મર્મ સમજ્યો છે એમ ન કહેવાય. સ્ત્રીઓ જો કોક દિવસ આપણા બધા વ્યવહારનો કબજો લે અને આપણે તેમને જેમ આજે રાખવા માગીએ છીએ તેવી સ્થિતિમાં તેઓ આપણને રાખે તો તે સ્થિતિમાં શું આપણી બધી આકાંક્ષાઓ તૃપ્ત થશે? શું આપણને આત્મિક સન્તોષ મળશે?

સ્ત્રીપુરુષ વચ્ચે શરીરરચનાનો ભેદ છે, સ્વભાવભેદ છે, સંસારયાત્રામાં કર્તવ્યભેદ પણ છે. પણ બંનેની જવાબદારી સરખી જ હોવી જોઇએ. બંનેના રસ સરખા જ હોવા જોઇએ,

આશા, આકાંક્ષા, જોખમ અને ચિંતા સરખાં જ હોવાં જોઇએ. જવાબદારી અને પુરુષાર્થ વગર પ્રતિષ્ઠા કેળવાતી નથી, ટકતી નથી. જવાબદારી વગરની પ્રતિષ્ઠા એ ઠાલો વિવેક છે, ખુશામત છે, અથવા સભ્ય મશ્કરી છે. કેળવણી એટલે શણગારરૂપ સંસ્કાર નથી, ઉપરઉપરનો ઓપ નથી, પણ જવાબદારી ઓળખવાની શક્તિ, જવાબદારી ઉત્સાહથી વહોરી લઇ બાહોશીથી તે પાર પાડવાની શક્તિ છે. એ કેળવણી અને એ સામાજિક દરજ્જો સ્ત્રીઓને જ્યાં સુધી મળ્યાં નથી ત્યાં સુધી સ્ત્રીસ્વાતન્ત્ર્ય એ અમૃતસંજીવની થવાને બદલે તેમને ફોસલાવવાનો એક મોહિનીમન્ત્ર જ રહેશે.

યાજ્ઞવલ્કય પોતાની મિલકત મૈત્રેયી અને કાત્યાયની વચ્ચે વહેંચી આપવાના હતા અને પોતે બ્રહ્માનન્દમાં લીન થવા માગતા હતા. મૈત્રેયીએ સીધો જવાબ આપ્યો, "તમને જે ખાસ મળ્યું છે, જેના આનન્દમાં તમે આ બધું છોડી દેવા માગો છો તે જ મને આપોને! તમે મિલકત વહેંચી આપો છો પણ હું પૂછું છું, આખી પૃથ્વી ભરીને વિત્ત તમે મને આપો તો તેથી તમને મળેલું મને મળે ખરૂં?" આખરે યાજ્ઞવલ્ક્યને કબૂલ રાખવું પડ્યું કે મૈત્રેયી કંઇ પોતાના કરતાં ઉતરતી વિભૂતિ નથી. સાવિત્રીની પણ નારદમુનિ, એના પિતા, સસરા અને પતિ સૌએ દયા ખાધી, પણ તે માનિનીએ કોઇનું માન્યું નહિ; પોતાનો દરજ્જો છોડી દઇને સુખી રહેવા તે તૈયાર ન હતી. વનવાસનો પ્રસંગ આવ્યો ત્યારે રામે પણ સીતાની દયા ખાધી અને વનવાસનાં કષ્ટોનું ભડકામણું શબ્દચિત્ર ઉભું કરી સીતાને ઘેર રહેવાની શીખામણ આપી. પણ જનકતનયા અને રામપત્ની કંઇ દયાનું પાત્ર બનવાની હતી? તેણે રામનો

ધિક્કાર કરી કહ્યું, "હું કંઇ તમને બોજારૂપ થવાની નથી. હું તમારી આગળ આગળ ચાલીશ અને કાંટા અને ઘાસનાં ઠુંઠાં પગથી દબાવીને તમારો રસ્તો હળવો કરીશ." અને પેલી બ્રુટસની પોર્શિયા પણ શું કહે છે? "પત્ની તરીકે પતિની સર્વ ચિન્તાઓની અને રહસ્યોની સમભાગિની થાઉં એમાં જ મારી પ્રતિષ્ઠા છે."

સમાજમાં સ્ત્રીઓને જ્યારે સીતા, સાવિત્રી અને દમયંતીનો દરજ્જો મળશે, સીતા, સાવિત્રી અને દમયંતીનો આદર્શ ફરી તાજો થશે ત્યારે જ સ્ત્રીઓની ઉન્નતિ થવાની છે. અને સ્ત્રીઓની ઉન્નતિ થયા પછી જ આ ક્ષીણસત્ત્વ દેશની ઉન્નતિ થવાની છે.
(ગુણસુંદરી, અકટોબર ૧૯૨૪)

# પરદેશગમન અને બહિષ્કાર

જે માણુસ હિંદુસ્તાન છોડી પરદેશ જાય છે તે તે કૃત્યથી જ જ્ઞાતિબહિષ્કૃત થાય છે એવી આપણી રૂઢ માન્યતા છે. એવા માણુસને જ્ઞાતિમાં ફરી લેવો કે ન લેવો, ન લેવો હોય તો એનું શું કરવું, કઇ જ્ઞાતિને તેની ભેટ કરવી અથવા થવા દેવી, અને જો નાતમાં લેવો હોય તો કઈ શરતે, કઇ વિધિએ અને કોના અધિકારે, વગેરે અનેક વિષયોની ચર્ચા આપણે કરતા આવ્યા છીએ.

દહાડે દહાડે જેની સત્તા ક્ષીણ થતી જાય છે, જેની બુદ્ધિમત્તા વિષે ડાહ્યા લોકો સાશંક થતા જાય છે તે નાતને ગંભીરપણે વિચાર કરતી જોઇ દુઃખનો ઉદ્વેગ જો ઉત્પન્ન ન થાત તો ખૂબ હસવું જ આવત. નાતબંધારણ જેવી પવિત્ર અને સુધરેલી સમાજવ્યવસ્થાની આજે આવી દશા શાથી થઇ છે એનો વિચાર હજારવાર મનમાં આવે છે. સમુદ્રયાત્રા વિષે જૂના વખતના વિચારો ગમે તેવા હોય, સમુદ્રયાત્રાનિષેધનું ઐતિહાસિક કારણ અને બચાવ ગમે તે હોય, તોપણ આજની દશા મોટે ભાગે એ જ છે કે જે સમુદ્રયાત્રા અને પરદેશગમન કરી શકે છે તે કર્યા વગર રહેતો નથી. કૂપમંડુકને બહારની દુનિયા જોવાની પ્રબળ ઇચ્છા થઇ છે એમાં શક નથી. આર્થિક અશક્તિ એ એક જ કારણ આજે સમુદ્રયાત્રાની આડે આવે છે.

सब है भूम गोपालकी इसमें अटक कहां ?
जाके दिलमें अटक है सो ही अटक रहा ।

અટક પાર કરી અફઘાનિસ્તાન પર ચડાઇ કરવામાં ધાર્મિક વાંધો ઊઠાવનાર રજપૂત વીરોને ઉદ્દેશીને તેમના રજપૂત સરદારોએ કાઢેલું આ વચન આજે આપણને કેટલું પ્રિય લાગે છે ?

આવી સ્થિતિમાં સમુદ્રયાત્રાનો નિષેધ કરનાર લોકોનું કામ સહેલું નથી. હિંદુસ્તાન બહારની ભૂમિ ઉપર પગ મૂકવામાં જ પાપ રહેલું છે એવું તો કંઇ છે જ નહિ. ભૂમિમાં દોષ નથી, પણ આપણા આચારમાં દોષ આવી શકે છે. ખાનપાન, આહારવિહાર વગેરેના નાતના નિયમો અને રિવાજોનું પરદેશમાં પાલન બહુ જ અઘરૂં—લગભગ અશક્ય હોય છે. એટલા માટે નાતે ફતવો કાઢ્યો કે પરદેશગમન કરાય નહિ. ખાનપાનના નિયમો મહત્ત્વના છે, પણ દેશકાલ પરત્વે તે નિયમોમાં

પરિવર્તન થવું જ જોઇએ. અભક્ષ્યભક્ષણ, અપેયપાન અને પરસ્ત્રીગમન એ ત્રણ વસ્તુમાં માણસ અત્યંત શુદ્ધ રહે, નિર્લિપ્ત રહે એટલું પરદેશમાં બસ થવું જોઇએ. દેશમાં શું કે પરદેશમાં શું, પાણીની બાબતમાં તે કોના હાથનું છે એ સવાલ ન જ રહેવો જોઇએ. પાણી લાવનાર માણસ ને પાણીનું વાસણ સ્વચ્છ હોય એટલે બસ. એ બાબતમાં જેટલી સ્વચ્છતા અને શુચિર્ભૂતતા માગવી હોય તેટલી આપણે માગીએ. પણ 'બ્રાહ્મણીઆ પાણી,' 'વાણીઆનું પાણી,' એવી પાણીની નાત તો ન જ પાડીએ. પરદેશમાં જેણે અભક્ષ્યભક્ષણ કર્યું નથી, અપેયપાન કર્યું નથી અને સ્ત્રીપુરુષના સંબંધમાં અનાચાર કર્યો નથી તેની પાસેથી પ્રાયશ્ચિત્ત કરાવવાનું ન હોય. નાત તેને વગરવિરોધે તેનું સ્થાન આપે. અયોગ્ય પુરુષોના સહવાસને કારણે અથવા કેટલાક ગૌણ નિયમોની બાબતમાં શુદ્ધિ ન રહી એ કારણસર પરદેશ જઈ આવેલો માણસ પોતે થઇને એકાદ અપવાસ કરી શુદ્ધ થઇ જાય તો તે ઇષ્ટ જ છે. પણ નાતને તેમાં કશું કહેવાપણું ન હોય. (જેલમાં જઇ આવ્યા પછી પણ માણસ એવો જ અપવાસ કરી લે.)

કેટલાક લોકો—અને તેમની સંખ્યા નાનીસૂની નથી હોતી—સામાજિક પ્રતિષ્ઠાના ખ્યાલથી જ પોતાની નીતિમત્તા સાચવી રાખે છે. ભિન્ન આદર્શવાળા લોકો જ્યારે ટીકા કરે છે અથવા કોઇ પણ નીતિના માર્ગનું ઉલ્લંઘન સામાજિક પ્રતિષ્ઠા ભોગવતું તેઓ દેખે છે ત્યારે તેમની પોતાની દૃઢતા ગળી જાય છે અને તેઓ ગમે તેવો સામાજિક કે નૈતિક અપરાધ કરવા તૈયાર થઇ જાય છે. એવા લોકો જ્યારે પરદેશમાં અભક્ષ્યભક્ષણ કરી આવે ત્યારે તેમની દશા શી?

પરદેશ જઇ આવેલા લોકોના બે વર્ગ પાડી શકાય. એક વર્ગ અહીંથી પરદેશ જાય છે ત્યારે ત્યાંથી કાયદા, વિજ્ઞાન, યન્ત્રશાસ્ત્ર, રસાયણ વગેરેમાંથી કોઇ પણ વિદ્યાનું ખાસ જ્ઞાન લઈ આવવા જાય છે અથવા સરકારી નોકરી માટે જોઇતી ખાસ રાજમાન્યતા લેવા જાય છે. જતી વખતે એટલો જ ઉદ્દેશ હોય છે, પણ જ્યારે પાછા આવે છે ત્યારે ત્યાંના સ્વચ્છંદી ધર્મ(?)વિચારો, સામાજિક રીતરિવાજો અને ફેશન લઇ આવે છે, કોકકોક વખતે ત્યાંની ભાષા લઈ આવે છે, અને બૈરી પણ લઇ આવે છે. હિંદુસ્તાનમાં આવ્યા પછી પણ ત્યાંની ઢબે જ રહેવા માગે છે, અને આપણો રિવાજ, આપણો સામાજિક આદર્શ અને પરસ્પર સ્નેહનું ભોળું વાતાવરણ એ બધાંને વિષે તિરસ્કાર બતાવી તેને ઉતારી પાડવાનું જ કામ લઇ બેસે છે. હિંદુસ્તાન જેવા 'જંગલી' દેશને બનતી ઉતાવળે સુધારવાનો બોજો પોતાને માથે આવી પડયો છે એવી ભાવના મનમાં રાખી કપાળ પર કરચલી આણી એ બોજો કેવડો છે એનું પ્રદર્શન કરે છે. 'White man's burden' ઉપાડનાર ગોરા મહાસંતોના આ સ્વદેશી આડતિયા નાતમાં આવવા ઇચ્છતા નથી અને નાત પણ તેમને સંઘરવા ઇચ્છતી નથી. પણ એ લોકો પરણવા તો ઇચ્છે જ છે, અને હિન્દી હાડ રહ્યું એટલે પોતાની નાતમાં પરણવાની ઇચ્છા રહી જાય છે. એવા લોકો મોટા હોદ્દા પર આરૂઢ થાય છે, ખૂબ કમાય છે, એટલે પામર નાતના પૈસાદાર લોકો તેમની સાથે શરીરસંબન્ધ કરવા લલચાય છે. અને પેલાઓ द्रव्येण सर्वे वशाः એ ન્યાયે ગોર લોકોને ખરીદી લઈ નામના પ્રાયશ્ચિત્ત સાથે નાતમાં દાખલ થઈ જાય છે. નાત જાણે છે કે આ ઠેકાણે

નાતનું નાક કપાય છે, પણ જ્યાં બધા જ શિથિલ અને પ્રતિજ્ઞા તથા ધનના લોભી ત્યાં નાતની આબરૂ અને શુદ્ધિના પહેરેગીર કોણ થવા જાય ?

અધિકાર શોધવાના આજના જમાનામાં ચારિત્રબળ કરતાં સંખ્યાબળને જ જ્યાં વધારે માન અપાય છે ત્યાં પૈસાદાર અને રાજમાન્ય માણસને કઈ નાત જતો કરે ?

ગરીબોને હેરાન કરીને ખાનગી વેર વાળવાનો જ ધંધો ન કરવો હોય તો નાતે એવો ચોખ્ખો નિયમ કરવો જોઈએ કે વિલાયત જઈ આવેલો જે જે માણસ નાતના આદર્શને વખોડે છે ને તોડે છે અને વિલાયતી ઢબે જ રહેવા માગે છે તેને માટે નાતમાં સ્થાન નથી. આટલી હિંમત જો ન હોય તો જ્ઞાતિભૂષણોએ પોતાનો ધંધો છોડી દેવો જોઈએ અને પોતાની જ શુદ્ધિનો વિચાર કરી બેસી જવું જોઈએ.

હવે રહ્યો બીજો વર્ગ. આ વર્ગમાં 'ગંગા ગયે ગંગાદાસ, જમના ગયે જમનાદાસ' જેવી કંઈક વૃત્તિ હોય છે. પરદેશ જાય ત્યારે નબળાઈથી કે મોહથી ત્યાંના રિવાજોમાં ભળી જાય છે. પણ પાછા આવ્યા પછી પોતાના સામાજિક આદર્શોને વળગી પોતાના જ રિવાજો પ્રમાણે ચાલવા માગે છે. આવા નબળા લોકો જ જ્ઞાતિની શુદ્ધિને જલદી તોડી નાખે છે. ઉદ્દામ લોકો સામે યુદ્ધ ચલાવી શકાય, પણ આવા લોકો હંમેશાં વાણીઆ-મૂછ નીચી કરે છે. નબળી નાત એવાઓને સારી પેઠે 'ખુશી' કરે છે અને માને છે કે ધર્મની રક્ષા થઈ. સાચે જ ધર્મની રક્ષા જ થાય છે. સત્ત્વ બળી ગયા પછી રક્ષા જ રહેવાની તો.

એક વસ્તુ વિચારવાલાયક છે. બધું જ પરદેશગમન દોષાર્હ ગણાતું નથી. કોઈ હિન્દુ જાપાન જઈ આવે, આફ્રિકા

જઇ આવે, અફઘાનિસ્તાન જઇ આવે તો વાંધો નથી. એના પ્રાયશ્ચિત્તની કોઇ વાત કરતું નથી. પણ માણસ જ્યારે ઇંગ્લંડ, ફ્રાન્સ, જર્મની કે અમેરિકા જઇ આવે છે ત્યારે જ નાતના દિલમાં ધ્રાસકો પડે છે, અને તે સકારણ છે. ગોરા લોકોનો અને આપણો સામાજિક આદર્શ છેક ઉલટો છે. એમનો આદર્શ એમને માટે સારો ભલે હોય, પણ આપણામાં તે આદર્શ દાખલ થઇ જાય તો આપણે તો તેને અનાચર તરીકે જ ઓળખીશું. અને તેથી જ યુરોપ, અમેરિકા ગએલા લોકો તરફ સમાજ વધારે સાશંક દૃષ્ટિથી જુએ છે. પરદેશ જઈ આવેલો માણસ જો નાતને પોતાના આચરણથી ખાતરી આપે કે દેશકાલવર્તમાન પ્રમાણે નક્કી થએલા દેશી આદર્શને વફાદાર રહેવા પોતે તૈયાર છે, તો સમાજમાં ભળી જતાં તે માણસને કશી મુશ્કેલી ન આવવી જોઇએ.

નાતમાં અમુક માણસને લેવો ન લેવો, પ્રાયશ્ચિત્ત આપવું ન આપવું, વગેરે અધિકાર કોના હાથમાં એ સવાલ ઘણીવાર ઉભો થાય છે. શંકરાચાર્ય, શાસ્ત્રો અને નાતમહાજનો—આ ત્રણને તે અધિકાર છે. શાસ્ત્રો બિચારાં મૂગાં રહ્યાં. તેમનો અર્થ કરનાર આપણા જૂના વકીલો એટલે શાસ્ત્રીઓ. શંકરાચાર્યો કંઇ નિર્ણય આપે તોપણ તે શાસ્ત્રીઓને પૂછીને. અને મહાજન તો સમાજમાં પૈસાને લીધે કે હોદ્દાને લીધે પ્રતિષ્ઠા ભોગવતા વૃદ્ધ પુરુષોના હાથમાં. તરુણોના હાથમાં કશું હોતું જ નથી. નાતના જુવાનીઆઓ સમાજસેવાનું સરસ કામ કરે, વિદ્વાન તરીકે પંકાય, તેમના ચારિત્રની છાપ તેમની આસપાસ સારી પેઠે પડે તોપણ ઘરડિયાઓ તેમને બાળક જ ગણી કાઢે. ઘરડિયાઓ જીવે ત્યાં સુધી પોતાના હાથનો અધિકાર

છોડે જ નહિ. નોકરો મરતા સુધી નોકરી કરવા ઇચ્છે. વકીલો સાઠી બુદ્ધિ નાઠી થાય ત્યાં સુધી કોર્ટો છોડે નહિ. ઘરના વડીલો મૃત્યુપત્ર તો કોઇ કાળે કરે જ નહિ. વાનપ્રસ્થ-ની નિવૃત્તિ ભૂલાઇ જ ગઇ છે. જેમના હાથમાં પોતાનું કુટુંબ, પોતાનો કુલધર્મ, પરંપરા, માલમતા બધું જ છોડી જવાના છીએ તે જ પોતાના પ્રૌઢ છોકરાઓને નાતના પંચમાં સ્થાન આપતાં વૃદ્ધ લોકો અચકાય એનો અર્થ શો?

આપણે શાસ્ત્રોનો હાઉ ગમે તેટલો આગળ કરીએ તોપણ ચુસ્તમાં ચુસ્ત લોકોને એટલું તો કબૂલ રાખ્યે જ છૂટકો કે દરેક જમાનાના રૂઢિરિવાજો જુદા જુદા હોય છે. આપણે આપણો જમાનો સાચવીએ, જુવાન લોકો પોતાનો ઉગતો જમાનો સાચવે, એટલું પણ જ્ઞાતિભૂષણો કેમ ન સમજે? જુવાનિયાઓ બંડ કરે ત્યાં સુધી રાહ જોવામાં તેમને શો રસ પડતો હશે? નાતના સમજુ, ચારિત્રવાન અને ઠરેલ સ્વભાવવાળા જુવાન લોકોને પોતાના પંચમાં ભેળવી ધીમેધીમે બધી સત્તા તેમના હાથમાં સોંપી દેવામાં આવે એમાં જ નાતનું અને તેને અત્યાર સુધી દોરનાર વૃદ્ધજનોનું શ્રેય છે.

(નવયુગ, તા. ૧૮-૭-૨૪)

# બે ભાષણો*

## (૧)

આજે સંમેલનનો દિવસ છે. જૂના અને નવા વિદ્યાર્થીઓ ભેગા થયા છે. ભેગા થવામાં મુખ્ય લાભ આનન્દનો છે. માણસ એકલો આનન્દ ન મેળવી શકે એવી તેની પ્રકૃતિ છે તેથી જ ઘણા લોકો ભેગા થઇ આનન્દ ઉત્પન્ન કરે છે, આનન્દ લે છે અને આપે છે. પણ આનન્દ લેવાની ઇચ્છા અને શક્તિ મોટાઓ કરતાં નાના બાળકોમાં વધારે હોય છે. નાના બાળકો તો આનન્દમૂર્તિ જ હોય છે. હું અહીં આવ્યો છું તે આનન્દમૂર્તિ વિદ્યાર્થીઓને જોવા માટે. અહીં મોટાઓ પોતપોતાના કામમાં છે, સાચો આનન્દ તો નાના છોકરાઓ જ લૂંટી રહ્યા છે. એ આનન્દમય સ્થિતિ મોટાઓ ખોઇ બેઠા છે તેથી તેઓ નાના બાળકોનું દર્શન લેવા મથે છે.

---

* દા. ન. વિનયમંદિર આણંદના સ્નેહસંમેલન વખતે આપેલું ભાષણ; તા. ૧૨–૪–૨૪.

બાળકો પોતાનું એ બળ જાણતા નથી એ જ સુંદરતા છે. બાળકોને થાય છે મોટા થઈશું ત્યારે ઘણું મેળવીશું. હું કહું છું, મોટા થશો ત્યારે ઉંમર મેળવશો, પ્રતિષ્ઠા મેળવશો, પણ નાનપણનું બળ ગુમાવશો.

સાચે જ, દરેક બાબતમાં નેતાપણું બાળકોનું છે, વિદ્યાર્થીઓનું છે. નાનપણમાં બળ રહેલું છે તેનું ભાન નાનપણમાં નથી હોતું, પણ યુવાવસ્થામાં થવું જોઈએ. એ ભાન કરાવવા અધ્યાપકની જરૂર છે. અધ્યાપક એટલું ન કરે તો તે અન્તરાયરૂપ છે. તમે તમારામાં રહેલું બળ ઓળખી શકો તો અધ્યાપકની જરૂર નથી. બળ તમારામાં જ છે. તમે દુર્બળ નથી પણ સબળ છો. એ બતાવવાનું કામ અધ્યાપકનું છે. પણ અધ્યાપક ઘરડો હોય તો? તેને સફેદ વાળ ભલે આવ્યા હોય છતાં તે બાળક અને જુવાનના દર્શનથી જુવાન રહી શકે છે અને તેથી જ જુવાનોની સેવા કરી શકે છે.

આજે તમારો વાર્ષિક ઉત્સવ છે. તમારી સંસ્થાની એક વર્ષની ઉમ્મર વધી, તમારાં આનન્દ અને જ્ઞાન વધ્યાં. ઝાડમાં રસ વધે છે તેમ તમારામાં રસ વધ્યાનો આનન્દ બતાવવા તમે ભેગા થયા છો. જૂના વિદ્યાર્થીઓ જૂનાં સ્મરણો તાજાં કરવા ભેગા થયા છે. જૂના વિદ્યાર્થીઓની સ્થિતિ એક રીતે દયા ખાવા જેવી છે કેમકે તેઓ મોટા થયા છે. પણ બીજી રીતે તેઓ અભિમાન લઈ શ છે. તેઓને થાય છે કે સંસ્થાના બાલ્યકાળમાં જ્યારે મકાનો નહોતાં ત્યારે અનેક કષ્ટો વેઠવાનો અપૂર્વ આનન્દ અમે અનુભવ્યો છે. આજે પાકાં મકાન છે, વરસાદ કે તાપ વેઠવાપણું નથી, બધી જાતની સહીસલામતી છે, એમાં શો આનન્દ? પણ ઝાડ તળે બેસીને ભણવાનું હોય,

સુતાર ઠકઠક કરતા હોય, કડિયા કામ કરતા હોય, ઉપર પાણી પડતું હોય અને ભણવાનું હોય, એનાં સ્મરણો કેવાં મીઠાં હશે ? સાચી કેળવણી એમાં છે. આજે વ્યવસ્થા સુંદર છે તેને અંગે ઘણા વિદ્યાર્થીઓ લાભ લઇ શકે છે. એ સંખ્યાનો લાભ તો શરૂઆતમાં ન હતો. પણ જે સંગીન કેળવણીનો, ને કષ્ટસહનનો લાભ પોતાને મળી શક્યો તેને માટે જૂના વિદ્યાર્થીઓ અભિમાન લઇ શકે છે. આજે ઘણા વિદ્યાર્થીઓને શિક્ષકોના સહવાસનો આનન્દ છે. પણ શિક્ષકોની સાથે કષ્ટસહન અને સહકારનો આનન્દ એથી ચઢિયાતો છે. શિક્ષક વરસાદમાં પલળીને આવ્યો હોય તેને વિદ્યાર્થી કહે, 'લાવો તમારાં કપડાં સૂકવી દઉં,' એ સહકારનો આનન્દ તો અપૂર્વ છે.

જૂના વિદ્યાર્થીઓ જેમને અનુભવ મળ્યો હોય, સંસ્કાર મળ્યા હોય તેમણે ફરી અહીં આવીને રહેવું જોઇએ. અમે આઠ આઠ કલાક કામ કરીને આ મકાનને નળીયાં છાયાં છે એમ જેમને લાગતું હોય તેમણે અહીં આવીને રહેવું જોઇએ. આ સંસ્થા મારી છે એમ જેમને લાગતું હોય, આ વિનયમંદિરનું ગીત ગાતાં જેમના હૈયામાં નવો ઉભરો આવતો હોય, જૂનાં સ્મરણો તાજાં થતાં હોય. જેમણે આ સંસ્થામાં પહેલવહેલી કેળવણી લીધી હોય તે સૌએ આ સંસ્થાનો ભાર લેવો જોઇએ. આ સંસ્થા પ્રત્યે મારી શી ફરજ છે એ ભાવ જૂના વિદ્યાર્થીઓના હૃદયમાં જાગ્રત રહેવો જોઇએ.

થોડાક વખત પર હું ફર્ગ્યુસન કૉલેજ જોવા ગયો ત્યારે એ ભાવ મારા મનમાં આવી ગયો. આજે એ જ સ્થાન મને મારા સ્મશાનરૂપ—પૂર્વ જન્મના કલેવર જેવું ભાસ્યું; પણ જૂના સંસ્કાર ભૂંસાયા નહોતા. એ સ્થાન જોઇને જૂનાં બધાં સ્મરણો

તાજાં થયાં. શાન્તિનિકેતનમાં સંતોકબાબુ જેવા કહે છે કે અમે વિદ્યાર્થી હતા ત્યારે ઝાડ તળે બેસીને ગુરુદેવ ભણાવતા; આજે તો ગુરુદેવને મળવાનો પણ વખત નથી મળતો. દક્ષિણામૂર્તિના પ્રારંભકાળમાં વિદ્યાર્થીઓને નૃસિંહપ્રસાદના સહવાસનો જે લાભ મળી શક્યો તે આજના વિદ્યાર્થીઓને નથી મળી શકતો. સંસ્થા મોટી થતી જાય તેમ તેમ તેની મૂંઝવણો વધે. શુદ્ધમાં શુદ્ધ કેળવણી તો શરૂઆતમાં જ મળે છે. ગંગાની પરમ સુંદરતા અને પાવિત્ર્ય ગંગોત્રીમાં જ મળે. રામેશ્વરમાં પાણી કલકત્તાનું નથી જતું પણ ગંગોત્રીનું જાય છે. એ ગંગોત્રીના પાણીનું જેણે સેવન કર્યું હોય તે તે પાણી નવા વિદ્યાર્થીઓને આપે. જેમ ગુરુઋણ હોય છે, ઋષિઋણ હોય છે, તેમ સંસ્થાનું પણ ઋણ હોય છે. આજે હું ફર્ગ્યુસન કૉલેજમાં ફરી ન જઇ શકું; પણ મને આશા છે કે એવો દિવસ જરૂર આવશે કે જ્યારે મને એ જગા સ્મશાનરૂપ નહિ ભાસે, એ સંસ્થા સજીવન થઇ હશે, ઝઘડા મટી ગયા હશે અને અમે હાથમાં સ્વરાજ્યનો વાવટો લઇને ભક્તિભાવથી ફર્ગ્યુસન કૉલેજમાં જઇશું.

નવા વિદ્યાર્થીઓને હું કહું છું કે અમારા જમાનામાં કોણ કેટલું ભણે, કોણ પરીક્ષામાં પહેલો આવે એટલો જ સવાલ રહેતો. એ અંધકારનો જમાનો હતો. પરીક્ષામાં સારા માર્ક મેળવવા, સ્કૉલરશિપ મેળવવી, ડીગ્રી મેળવવી ને પછી પ્રિન્સિપાલ પાસે જઇ કહેવાનું કે સર્ટિફિકેટ આપો. પ્રિન્સિપાલ ભલામણ આપે કે છોકરો નમ્ર છે, ભલો છે, મહેનતુ છે, એને નોકરી આપશો તો એ સંતોષ આપશે. આટલામાં બધી કેળવણી આવી જતી.

એ અંધકારનો જમાનો હતો. સરકારે સરક્યુલર કાઢેલો કે વિદ્યાર્થીઓ જાહેર સભામાં ન જઇ શકે. આજે એવો હુકમ થઇ શકે? અમારા જમાનામાં વિદ્યાર્થીઓ મોટે ભાગે એ હુકમને વશ થતા અને શિક્ષકો વિદ્યાર્થીઓ ઉપર છૂપી પોલીસનું કામ કરતા. એ અંધકારનો જમાનો વટાવીને સ્વરાજ્યના વાતાવરણમાં તમે આવ્યા છો. આપણી હીલચાલની અસર સરકારી શાળાઓ પર પણ પડી છે. આપણે મોળા પડીએ તો એની અસર પણ ત્યાં પડવાની. આપણે સો કદમ વધીશું તો સરકારી શાળાના હૃદયદુર્બળ વિદ્યાર્થી દસ કદમ વધશે. અને આપણે પાછા પડશું તો તેઓ એથી પણ વધારે પાછા પડશે. એટલે જમાનો નિર્માણ કરવાનું આપણું કામ છે.

આ ઉપરાંત એક નવી વસ્તુ કહેવા માગું છું. માબાપ એક આજ્ઞા કરે અને ગુરુ બીજી કરે તો શું કરવું એવો સવાલ ઘણા વિદ્યાર્થીઓ પૂછે છે. એવો એક છોકરો મારી પાસે આવેલો. હું તેને માબાપ પાસે લઇ ગયો. માબાપ છોકરાને સરકારી નિશાળમાં મોકલવા માગતાં હતાં. મેં માબાપને કહ્યું, હું પોતે માબાપમાં માનનારો માણસ છું. પણ છોકરો માબાપની આજ્ઞાનું પાલન ક્યારે કરે? માબાપ બધી કેળવણી પોતે આપે ત્યારે. હું તો માનું છું કે કેળવણી માબાપ જ આપે. જન્મ આપે તે કેળવણી પણ આપે. તમે છોકરાઓના ગુરુ બનો ને આજ્ઞા કરો. પણ એટલું ન થતું હોય તો ફરજ ખોવાની સાથે હક પણ ખોઇ બેસો. છોકરો તો ગુરુની જ આજ્ઞાનું પાલન કરશે.

મારા દીકરાનો દાખલો આપું. જેમને મેં એની

કેળવણીનો બોજો સોંપી દીધો તેમને સાથેસાથે હુકમનો હક પણ સોંપી દીધો. માબાપ પ્રત્યે સેવાભાવ રાખવો, આદર રાખવો, એમના દોષો પ્રત્યે ક્ષમાભાવથી જોવું એ તમારી ફરજ છે; આજ્ઞાપાલનની ફરજ માબાપ પ્રત્યે નથી. આજ્ઞાપાલન તો જેની પાસે ભણો છો તેનું જ હોય. ધર્મનો સનાતન નિયમ છે કે ગુરુઓ જે રસ્તો બતાવે ત્યાં જવું એ સ્પષ્ટ ચુકાદો છે. એમાં ધર્મના કે શ્રેયની હાનિ નથી. બંગાળામાં, મહારાષ્ટ્રમાં, પંજાબમાં હું એ જ રીત જાઉં છું. એમ થશે ત્યારે માબાપો શિક્ષકની પસંદગી કરતાં સો વાર વિચાર કરશે, અને ચારિત્રવાન, ધર્મનિષ્ઠ, પ્રાણવાન અને સમાજનો આગેવાન થવાની લાયકાતવાળા શિક્ષકના હાથમાં જ છોકરાને સોંપશે. મેં કહી એટલી એક વાત તમે પકડી રાખો. એથી તમારો બધો રસ્તો સહેલો થઈ જશે. એટલું જ નહિ પણ તમે સ્વરાજ્યની લડતના આગેવાન થશો અને દેશને સ્વરાજ્ય અપાવશો.

## (૨) *

ગુજરાતમાં બહાદુરી નથી એ ગુજરાત પર કલંક છે એવા મતલબના ઉદ્ગાર કેટલાયે ગુજરાતીઓને મોઢે મેં સાંભળ્યા છે. હું માનું છું કે કોઈ પણ અમુક પ્રાન્ત પર કલંક નથી. અમુક પ્રાન્ત પર કલંક છે એવું કહેવાનો હક જેમ બીજા પ્રાન્તવાળાને નથી તેમ તે પ્રાન્તવાળાને પોતાને પણ નથી. ઈશ્વરે બધાને સરખા સરજ્યા છે. સુધરેલા ને જંગલી,

* વસંતર અંજુમન(?) સોસાઈટીના વાર્ષિકોત્સવ પ્રસંગે આપેલું ભાષણ. તા. ૧૩-૧-૨૦.

ભણેલા ને અભણ એ ભેદ આપણા અહંકારનું પરિણામ છે. એ ભેદ—એ કલંક કોઇ પણ પ્રાન્ત ભૂંસી શકે છે. બંગાળીઓને વિષે મૅકોલેએ લખેલું કે બંગાળીઓ શૌર્ય વિનાના છે, બાયલા છે. એ કલંકને બંગાળીઓએ ધોઇ નાખ્યું. આજે બંગાળીઓમાં બહાદુરી નથી એમ કોણ કહી શકે? બંગાળીઓએ બતાવ્યું કે જેવી શ્રદ્ધા હોય, જેવી ભાવના હોય તેવી પરિસ્થિતિ ઉભી થઇ શકે છે.

ગુજરાતમાં બહાદુરી નથી એમ કહે છે ત્યારે મને નવાઇ લાગે છે. જે લોકો વેપારના અખતરા પાછળ પોતાની મહેનત ફેંકી દેવા તૈયાર થાય છે તેમનામાં જિંદગી ફેંકી દેવાની બહાદુરી ન હોય એમ કેમ કહી શકાય? એવો સવાલ થાય છે કે બંગાળ, પંજાબ, મહારાષ્ટ્રમાં કેટલા બધા જેલ ગયા? એને મુકાબલે ગુજરાતમાં કેટલા ઓછા ગયા છે? એનો જવાબ એ છે કે બીજાને એ પ્રસંગ મળેલો, ગુજરાતને નહોતો મળ્યો. બહાદુરીમાં કાંઇ ન્યાત નથી હોતી. અમુક લોકોમાં જેલ જવાની જ બહાદુરી હોય, બીજાઓમાં વેપારની જ બહાદુરી હોય એવા ભેદ હોતા નથી. બહાદુર લોકો ગમે તે ક્ષેત્રમાં, ગમે તે પ્રસંગે બહાદુરી બતાવી શકે છે. આજે હવે કોણ કહી શકે એમ છે કે ગુજરાતમાં જેલ જવાની બહાદુરી નથી?

એ બહાદુરીને માટે ગુજરાતને ભારે તપસ્યા ન કરવી પડી. લાંબી કેળવણી ન લેવી પડી. ૬૫ શેર દળવાની, ગાળો ખાવાની, પથ્થર ફોડવાની કેળવણી ગુજરાતીઓએ નહોતી લીધી. પણ તેમનામાં એ શ્રદ્ધા હતી. અને શ્રદ્ધા એ કેળવણીનું મુખ્ય અંગ છે. અત્યાર સુધીની કેળવણીમાં અશ્રદ્ધા રેડવામાં

આવતી. હિન્દુસ્તાનનો ઇતિહાસ મહમદ ગિઝનીથી શરૂ થાય. દરેક રાજ્યકર્તા ઇતિહાસ પોતાની જ રીતે, પ્રજામાં અશ્રદ્ધા કેળવાય એવી જ રીતે લખે. ઇંગ્લંડમાં જૂના વખતમાં રાત્રે ખુન થતાં, રાતના આઠ વાગ્યા પછી દીવા હોલવી નાખવા પડતા, રાજકારભારમાં પક્ષપાત ચાલતા, લાંચો લેવાતી—એ બધી બાબતો અંગ્રેજો પોતાના ઇતિહાસમાં ન લખે, કારણ એમને પોતાનાં બાળકોમાં શ્રદ્ધા કેળવવી છે, અશ્રદ્ધા નહિ. એ શ્રદ્ધાની કેળવણી એ જ મુખ્ય કેળવણી છે. શ્રદ્ધા અને સ્વતંત્રતા એ કેળવણીનું મુખ્ય સ્વરૂપ છે. એ શ્રદ્ધા અને સ્વતન્ત્રતા કેળવવાનું અને જાગ્રત રાખવાનું કામ આ સંસ્થાએ કર્યું છે. એ કામ કરીને તેણે ગુજરાતના સ્વભાવમાં જે વસ્તુ ન હતી તે નવી બતાવી છે એમ નથી પણ એ વસ્તુને આ દિશાએ વાળી છે એટલું જ.

બને તેટલા વધારે વિદ્યાર્થી પાસ કર્યા એમાં જ બહાદુરી માનવી એટલો જ આદર્શ આ સંસ્થા સામે ન હતો. કેળવણી સસ્તી અને વિસ્તૃત થાય એટલું જ આ સંસ્થાનું ધ્યેય ન હતું. સમાજનો વિકાસ થાય એ કેળવણીનો ઉદ્દેશ છે અને એ ઉદ્દેશને અનુસરવાનો આ સંસ્થાએ સફળ પ્રયત્ન કર્યો છે. એનું મુખ્ય કારણ તો એ છે કે તેમણે છેક નીચેથી શરૂઆત કરી છે, નાનીમોટી દરેક અગવડ વેઠી પાર કરીને તેઓ આગળ ગયા છે. અગવડ ટાળવાને સારૂ સાચો રસ્તો છોડીને બીજે રસ્તે તેઓ ગયા નથી. છેક નાના સ્વરૂપમાંથી પથ્થર તોડીતોડીને જવાથી જ આ સંસ્થા પીઢ અને દૃઢ બની છે.

આ સંસ્થાના આજ સૂધીના બધા અહેવાલો જોતાં તેમાં ચોકસ વિકાસ જણાય છે, ઈનામોની લાલચ વિષે અણગમો

દેખાય છે, પરીક્ષા અપરિહાર્ય છે પણ અનિષ્ટ છે એ ભાવ દેખાય છે, છતાં સાથેસાથે એ બોજો ઓછો કરવા તરફ વૃત્તિ દેખાય છે, રાષ્ટ્રીય ઉદ્યોગો પોષવા તરફ વલણુ દેખાય છે. સંગીત અને ચિત્રકામ દ્વારા કળામાં પણ અહીંના વિદ્યાર્થીઓએ ઉત્સાહ અને આનન્દથી પ્રગતિ કરી છે. કળાના આનન્દનું મહત્ત્વ ઘણાને ગળે કદાચ ન ઉતરે. જે સંસ્થામાં કળાનો–જીવનનો આનન્દ લેવાની શક્તિ છે તે સંસ્થા બંડખોર થઇ શકે છે. જીવનનો આનન્દ ન લઇ શકે તે જ ગુલામીમાં પડી શકે. જીવનનો આનન્દ લેનારમાં જ પવિત્ર અસન્તોષ હોઇ શકે. વિષમ પરિસ્થિતિ સામે લડવાની શક્તિ હોઇ શકે.

છતાં એમાં એક જોખમ રહેલું છે. કળાની ઉપાસનામાં કળાને બદલે વિલાસિતા આવી જવાનો ભય રહેલો છે. તમારા પાટીદારોમાં આજે કષ્ટ અને જોખમ વહોરવાની શક્તિ છે. પણ જો તમારામાં વિલાસિતા આવશે તો એક બે જમાનામાં તમે ઢીલા ઘેંસ જેવા થઇ જશો. કળા માણસનો ઉદ્ધાર કરનાર છે, જ્યારે વિલાસિતા માણસને નામર્દ બનાવનારી છે. કળા એ ઇશ્વરની, હૃદયની, ભક્તિની ભાષા છે. એ કળાને નામે વિલાસિતા દાખલ થશે તો આપણે મરી જઇશું.

કળા અને મજૂરી વચ્ચે શો સંબન્ધ છે? કળા અને મજૂરી એકબીજા વિના ન શોભે. કળા વિનાની મજૂરી તે ગુલામી છે. મજૂરી વિનાની કળા તે વિલાસિતા છે. અહીંના ભક્તિમાન રાષ્ટ્રસેવકોને કળા જેવી દૈવી વસ્તુના બીજારોપણ વખતે હું ચેતવણી આપું છું કે તમે ઉપાસના કરજો, પણ તેમાં ઇશ્વરની જગાએ સેતાન આવીને ન બેસે—મોજશોખ અને આળસની સેતાની વૃત્તિ ન બેસે એની સંભાળ રાખજો;

પાવિત્ર્યની સતત સંભાળ રાખજો. મજૂરીથી ભાગતા નહિ, કારણ મજૂરી વિનાની કળા તે કળા નહિ પણ વિકળા છે.

આ સંસ્થા હવે શાળા રહી નથી પણ કેળવણી મંડળ બની છે. એ સમાજને વલણ આપનાર આશ્રમ છે. પ્રાચીન કાળમાં જમાનાને લાયક સ્મૃતિઓ રચવામાં આવતી. આજે પીનલ કોડના જેવી સ્મૃતિઓ રચવાની નથી રહી, પણ જેવું જીવન કરવું હોય તેવા સંસ્કાર નાખવાના છે. આજે હું ચરોતર એજ્યુકેશન સોસાયટીનો માણસ છું એ પોષક ભાવનાનો સંચાર થવાની જરૂર છે. સિવિલ સર્વિસનો સંપ જુઓ, પરસ્પર મદદ કરવાની, એકબીજાની ખામીઓને નિભાવી લેવાની વૃત્તિ જુઓ. એ શક્તિને લીધે જ તેઓ આવડું મોટું રાજ્ય, આટલી મોટી અનીતિ પણ ચલાવી શકે છે. સિવિલ સર્વિસનો દાખલો લઇ, અનીતિ તજી, આપણે સારાં કામને વિષે સંઘશક્તિ કેળવવાની જરૂર છે.

આ સંસ્થાએ સંસ્કૃતિનું કેન્દ્ર બનવું જોઇએ. હિન્દુસ્તાનના બધા સવાલોનું નિરાકરણ કેમ થઇ શકે એનું ચિન્તન અહીં થવું જોઇએ. યુરોપના ઇતિહાસમાં ઇગ્નેશ્યસ લૉયોલા અને તેણે સ્થાપેલી સોસાયટી ઑફ જીસસ વિષે તમારામાંના કેટલાકે વાંચ્યું હશે. એ સોસાયટી ઑફ જીસસ આજે દુનિયાની મોટામાં મોટી સંસ્થાઓમાંની એક છે. એવી એક જ સંસ્થા સમસ્ત દેશનો ઉદ્ધાર કરવાની, નવી સંસ્કૃતિ ફેલાવવાની શક્તિ કેળવી શકે છે. પણ એ સંસ્થા પ્રાણવાન જોઇએ. એના નિયમો ખૂબ સખત હોય. એના પ્રાણને લાયક એનું કામ અને એની મહત્ત્વાકાંક્ષા હોવાં જોઇએ. આ સંસ્થામાં એવું સંસ્કૃતિનું કેન્દ્ર બનવાની વૃત્તિ છે. તે વખતે એમાં સ્વાર્થ ન

પેસે—પોતાનું જ સંભાળવાની વૃત્તિ ન પેસે એ સાવચેતીની જરૂર છે.

આ બધું હું કોને કહું છું? એકલા અધ્યાપકો ને વિદ્યાર્થીઓને નહિ, પણ માબાપોને, અધ્યાપકોને, વિદ્યાર્થીઓને, આખા સમાજને કહું છું. શિક્ષકો અને વિદ્યાર્થીઓ બંનેની એકબીજા પર અસર થાય. વિદ્યાર્થીઓ શહેરમાં અવ્યવસ્થિત રહી શકે, અહીં સંયમપૂર્વક રહેવું પડે. શિક્ષક પર વિદ્યાર્થીઓની ચોકી રહે. આવી જગા એ શિક્ષકને પોતાને માટે કેળવણીનું ઉત્તમ સ્થાન છે. પવિત્ર, નિર્દોષ અને સંપૂર્ણ વિશ્વાસ રાખનાર વિદ્યાર્થીઓ વચ્ચે રહેવું એ અસિધારાવ્રત જેવું છે. સમાજને છેતરવો એ સહેલું છે; પણ વિદ્યાર્થી નિરીક્ષક આગળ ખામી છૂપી ન રહી શકે, છેતરપિંડી ન ટકી શકે. એ વ્રત સ્વીકાર્યા પછી શિક્ષકની ઉન્નતિ થતી જ જવાની એ ચોક્કસ છે. આમ શિક્ષક અને વિદ્યાર્થી બંનેએ એકબીજાને લાયક થવું રહ્યું છે. વિદ્યાર્થીને સતત ભાન હોવું જોઇએ કે તે સમાજના સેવાના વ્રતવાળા શિક્ષકનો વિદ્યાર્થી છે. તેની પાસેથી તેને ચારિત્રની મફતની મૂડી મળી ગઇ છે. શિક્ષકનું નામ એ તેનો ચોકીદાર હોવું જોઇએ. તેણે આપેલી મૂડી જાળવવી અને વધારવી એ તેનો ધર્મ છે.

માબાપોને હું કહું છું કે તમે શિક્ષકોના કામમાં મદદરૂપ ન થાઓ તો વિઘ્નરૂપ તો ન જ થજો આજના શિક્ષકો એ મહેતાજીઓ નથી પણ સમાજના આગેવાનો છે, ભાવિના રાજદ્વારી પુરુષો છે. તમારા છોકરાનાં ચારિત્ર અને પુરુષાર્થનો વિચાર કરીને તેમના પર શ્રદ્ધા રાખજો ને તેમને વિઘ્નરૂપ ન થજો. તેઓ તમારા છોકરાઓ દ્વારા તમને જે સંદેશો મોકલે

તેના સામે બારીબારણાં બંધ ન કરજો. જેમ ઝાડનો આનન્દ ફળફૂલમાં છે તેમ તમારા છોકરાઓ એ સમાજનો ઉત્તમ પાક છે, તેમને જોઇ તમારે રાજી થવું ઘટે. તમારા છોકરાઓ માટે તમને આવા શિક્ષકો મળ્યા છે એ તમારૂં અહોભાગ્ય છે, એમના પર તમારો ઉપકાર નથી. એમની પાસેથી છોકરાઓ શાળાનો જે સંદેશો ઘેર લાવે તેને આવવા દેજો કે જેથી તમારૂં પણ જીવન સુધરે.

બીજી પણ એક વાત કહું છું. આપણી ધાર્મિક રૂઢિઓ આપણને ગમે તેટલી પ્રિય હોય તો પણ આપણે તે ટકાવી શકતા નથી. મને ઘણાઓ પુરાણપ્રિય (Reactionary, Conservative) કહે છે. પણ હું જૂનું બધું સાચવી રાખવાના મતનો નથી. જૂનાના અભિમાનીઓ પણ જૂનાને ટકાવી શક્યા નથી, ટકાવવું અશક્ય છે. પછી આપણે છોકરાને શા માટે કહીએ કે જૂનો ધાર્મિક રિવાજ છે માટે સંધ્યા કરવી જ જોઇએ, તિલક કરવું જ જોઇએ, દિવસમાં ત્રણવાર નહાવું જોઇએ? એ વસ્તુઓ વિષે છોકરાઓ પર જુલમ ન કરીએ. આપણે માત્ર સનાતન ધર્મને વળગી રહીએ—ધર્મના પાયારૂપ સિદ્ધાંતોને વળગી રહીએ. રૂઢિમાં તો ફેરફાર થતા આવ્યા છે ને થયાં કરશે; જૂના સંસ્કારોનું શ્રાદ્ધ કર્યાં કરીશું તેથી કંઇ તે પાછા નહિ આવે. સત્ય, અહિંસા, બ્રહ્મચર્ય, નિર્ભયતા, તેજસ્વિતા એ જ ધર્મ છે; એના જ સંસ્કારો પાડવા જોઇએ. બીજા રૂઢિના સંસ્કારો તો બદલાયાં જ કરશે.

સ્ત્રીકેળવણીનો સવાલ મહત્ત્વનો છે. એનો ઉકેલ આ જ સંસ્થા કરે એમ ન કહું. પણ ચાલકો, શિક્ષકો, મોટા

વિદ્યાર્થીઓ આનો વિચાર જરૂર કરે. સ્ત્રીકેળવણી વિના પ્રગતિનો પ્રયાસ તે લાંબા ને ટૂંકા પગથી ચાલવાના પ્રયાસ જેવો છે. છોકરાઓને જે સંસ્કાર મળે તેથી છોકરીઓ વંચિત રહે તો ઘરમાં જરૂર ક્લેશ થાય. એમાં જવાબદારી આપણી છે. છોકરાછોકરીઓના ખોરાકમાં જેમ ભેદ નથી હોતો તેમ કેળવણીમાં પણ ભેદ ન હોવો જોઇએ. વિદ્યાર્થીઓના કાર્યમાં સફળતા ન મળે તો તેનું કારણ ઘરના ક્લેશ છે. તેથી છોકરાઓની કેળવણી નિષ્ફળ ન જાય એટલા માટે પણ સ્ત્રીકેળવણી તરફનું દુર્લક્ષ દૂર કરવું જોઇએ. ગુજરાતની સ્ત્રીઓમાં વ્યવહારકુશળતા છે, સ્વતન્ત્રતા છે. બાહોશી છે. સ્ત્રીઓ પકડે ત્યારે દૃઢતાથી પકડે છે. સ્ત્રીઓ ફેરફાર કરશે ત્યારે જમાનો બદલાશે. તેથી અત્યારથી આ સંસ્થા મારફતે કે બાજી રીતે સ્ત્રીકેળવણીનો વિચાર કર્યે જ છૂટકો છે.

છેલ્લો સવાલ રાજદ્વારી કેળવણીનો છે. રાજદ્વારી કેળવણીનો વિચાર કરતાં મને ચોપડીઓનો વિચાર નથી આવતો. ઉત્તમ રાજદ્વારી કેળવણી બોરસદની લડતમાં હતી. એવી કેળવણીનો પ્રસંગ પડ્યે વિદ્યાર્થીઓ લાભ લે ને પછી ભણે એ ઉત્તમ કેળવણી છે. લડતની કેળવણી એ પ્રત્યક્ષ કેળવણી છે. એ પ્રત્યક્ષ કેળવણીથી વિદ્યાર્થીઓને જ નહિ પણ સમાજને પણ જે લાભ થશે તે જાણીને અધ્યાપકોને આનન્દ થશે કે આપણે વાવેલા બીજનું વૃક્ષ જ નહિ પણ ફળ પણ આવ્યું છે.

(જ્ઞાનપ્રચાર, જુલાઇ ૧૯૨૪).

# આદર્શ વિદ્યાલય

## (૧)*

હું વક્તા નથી કે લેખક પણ નથી. મારો ધંધો તો તેથીયે શ્રેષ્ઠ છે. લેખક કે વક્તા થવું સહેલું છે; અને એ કાંઇ શ્રેષ્ઠ ધંધો નથી. શ્રેષ્ઠ ધંધો તો શિક્ષકનો જ છે. લેખક કે વક્તા તો ખૂબ પાકે, પણ અધ્યાપકો જેટલું કલ્યાણ લેખક કે વક્તા ન કરી શકે. મારો ધંધો શ્રેષ્ઠ છે, પણ હું કાંઇ શ્રેષ્ઠ નથી.

---

*એક ગ્રામશાળામાં આપેલું ભાષણ; તા. ૧૨-૯-૨૪

અધ્યાપકનો ધંધો સ્વીકાર્યા પછી મને ઘણા લાભ થયા એક લાભ એ થયો કે હું ઉત્સાહપૂર્ણ અને જુવાન હૃદયોને ળખી શક્યો, નિર્દોષ વિદ્યાર્થીઓના સમાગમમાં આવ્યો. દ્યાર્થીઓ માને કે કાકાને આપણે મળીએ, તેમનાં જ્ઞાન અને નુભવનો લાભ આપણને મળે. પણ મને વિદ્યાર્થીઓના ‌ વાસથી જે મળ્યું છે તે ખૂબ જ મળ્યું છે. કદાચ ગાંધીજીના ‌ વાસથી પણ એટલું બધું નહિ મળ્યું હોય. મોટો લાભ તો મળ્યો કે વિદ્યાર્થીઓના સહવાસથી હું મને પોતાને જુવાન ાતો થયો. હવે હું કહું છું કે હું તેમના સહવાસમાં સદાય ાન રહેવાનો. વૃદ્ધપણું મને નહિ આવે. મરતાં સુધી ઉત્સાહી ણુસની સ્મૃતિ રહે એ જ મારી અપેક્ષા છે.

બીજું, હું વિદ્યાર્થીઓ પાસેથી નમ્રતા શીખ્યો. તેમનામાં ‌તા ખૂબ હોય છે. મોટેરાં પ્રત્યે માન બહુ હોય છે. તેને ી જ તેઓ ચારિત્ર કેળવે છે અને તેને દૃઢ કરે છે.

પણ સૌથી મોટો લાભ તો મને એ થયો કે તેમની પાસેથી પવિત્ર થતાં શીખ્યો. તેમનામાં સ્વાભાવિક પવિત્રતા હોય છે. ; મન ઘણી વાર પડવા ઇચ્છે તોપણ વિદ્યાર્થીને લાયક વાના વિચારથી પડતો બચી જાઉં.

બીજો એક અસાધારણ લાભ એ થયો કે અધ્યાપકની તના સારા સારા લોકોનો સહવાસ મળ્યો. એમાંના એક ‌ક ભાઈ વિદ્યાર્થીઓ પાછળ ગાંડા છે, એ શિક્ષણઘેલા છે, ા એમાં જ એમની સુંદરતા છે.

આજે સવારે અહીં આવતાં કેટલાક લોક કહેતા હતા કે ા સારૂં પણ અહીં 'રેલવે' નથી એટલું દુઃખ છે. મહેમાનોને વતાં જતાં ખૂબ અડચણ પડે છે. પણ હું કહું છું કે રેલવે

નથી તે સુખ છે. રેલવે સાથે જ બધી બદી આવશે. અહીંનાં સૃષ્ટિસૌન્દર્ય અને આતિથ્યસત્કાર જોઇ મને એમ લાગ્યું કે આ દેવભૂમિ છે. રેલવે આવશે પછી કળિયુગ આવશે, કળિયુગની ભૂમિ બનશે.

તમારામાં ખૂબ કદર છે. તેથી જ તમારા જૂના શિક્ષક બાઈને તમે લાવ્યા. શિક્ષકો તો બહુયે મળશે. આજ તો શિક્ષકની કિંમત ઘટી ગઈ છે. તેને 'મહેતો' કહે છે, તેને સામાન્ય વસ્તુ લેખે છે. પણ તમે કદર કરી જાણો છો. ખરી રીતે માણસને બનાવવાની કળા મહેતા પાસે જ છે. તે ઢોર જેવા પ્રાણીને દેવ જેવા માણસ બનાવી શકે છે. અહીંની નિશાળમાં આજુબાજુનાં ગામનાં છોકરાં આવશે એ જાણી મને એમ લાગ્યું કે આ બધાં ગામોનું એક કુટુંબ છે. આ બધાં ગામ અલગ અલગ નથી પણ કુટુંબભાવનાથી જોડાએલાં છે. જ્યાં સુધી આ ભાવના ટકે ત્યાં સુધી આ દેવભૂમિ છે, ત્યાં સુધી તમારી ઉન્નતિ છે. અને આ ભાવના અને એકતાના ગુણ કેળવવાનું સ્થાન આ શાળા છે એ ચોકસ માનજો. અહીં મહેમાનો એ વિના ન આવત. નિશાળ એ રાષ્ટ્રનો પ્રાણ છે, ચૈતન્યનું સ્થાન છે; તે તમારામાં પ્રાણ રેડશે, ચૈતન્ય પ્રકટાવશે.

આવા સાચા બ્રાહ્મણને તમે સઘળું આપશો જ એવી મારી ખાત્રી છે. તેમને આ શાળા ચલાવવામાં બધી જરૂરિયાતો પૂરી પાડશો જ એમ હું માનું છું. પણ એક વાત ખાસ યાદ રાખજો કે તેમનું કામ પવિત્ર છે, તેથી કેળવણીના કામમાં તમે દખલ કરવાનો આગ્રહ ન રાખશો. તમે આવા બ્રાહ્મણને દાન આપો છો તે તેના પર ઉપકાર કરવા માટે નહિ, પણ તમે તે તમને પોતાને જ આપો છો. તમે તે બાઈના હમેશાંના

ઋણી જ છો, કારણકે તે તમારાં બાળકોને ચારિત્ર્યશાળી બનાવે છે, સાચા માણસ બનાવે છે.

પણ મારે ખાસ કહેવાનું તો એ છે કે શિક્ષણની પ્રથા કે વ્યવસ્થામાં —ભાઇનો નિર્ણય કાયમનો ગણાવો જોઇએ. તમે તમારા વિચાર જરૂર જણાવો, પણ આખરી નિર્ણય તો એમનો જ હોવો જોઇએ. હું જોહુકમીનો હિમાયતી નથી, તે તો મને બિલકુલ પસંદ નથી; પણ કેળવણીના ક્ષેત્રમાં એમના જેવા અનુભવી બહુ થોડા છે. માટે એમની ઇચ્છા અને નિર્ણય તે જ છેવટનાં હોય.

આજકાલનો સમય મગજમાં જાતજાતના વિચારો ઉત્પન્ન કરે છે. વિચારોમાં ક્યાંયે એકતા નથી. શાસ્ત્રોમાં પણ ક્યાં એક જ વાત કહેલી છે? એક શાસ્ત્ર કાંઇ કહે છે, બીજું કંઇ જુદું કહે છે, અને ત્રીજું વળી કંઇ ત્રીજું જ કહે છે. માટે એક વાત યાદ રાખવી જોઇએ કે જે માણસ પવિત્ર છે. જેણે જગતના ભલા માટે દેહ અર્પ્યો છે, જે સારાસારનો નિર્ણય કરી જાણે છે, તેનું વચન તે શાસ્ત્ર. શું કરવું ને શું ન કરવું એ નક્કી કરવું એ શાસ્ત્રનું કામ નથી. જીર્ણ પુસ્તકો ધર્મ નહિ આપે. ધર્મ શું એ નક્કી કરવાનું કામ સત્પુરુષોનું છે. માટે ધર્મનિર્ણય એમની પાસેથી મેળવવો જોઇએ. તમારી પાસે તો —ભાઇ છે, તેમના વચનમાં તમે શ્રદ્ધા ને વિશ્વાસ રાખજો, ગુરુભાવ રાખજો; એટલે એમનામાં તેજસ્વિતા વધશે, તમારી શ્રદ્ધાના બળે એ દિવ્યમૂર્તિ થશે. એ તમને પણ તૈયાર કરશે.

આજે આપણું જીવન બહુ રેઢિયાળ થયું છે. આપણે નથી સમજી શકતા શાસ્ત્ર કે નથી સમજી શકતા રૂઢિ. તેથી આપણા જીવનમાં —ભાઇ જેવા સત્સંગી અને અનુભવી

શંકાસ્પદ જ છે. બાકી રહી બે જ્ઞાનેન્દ્રિયો: શ્રવણ
યન. એ બેની વિલાસિતા અટકાવી એમને કલાગૃહની
માપી શકાય છે, ભોગપરાઙ્મુખ કરી સૌંદર્યપૂજક કરી
છે.

ાણુ કલાનો સાચો આનંદ શબ્દ કે રૂપના આસ્વાદમાં
ાલા નિર્દોષ સૃષ્ટિનિર્માણ કરવામાં જ આનંદ માને છે.
હાથ અને કંઠની મદદથી જ કલાની ઉપાસના સરસમાં
થઇ શકે છે. ગળામાંથી સ્વર્ગીય સંગીત કાઢવાનો આનંદ
કલાનો મુખ્ય આનંદ છે. પણ કાન જ્યાં સુધી તે
નહિ, શ્રવણ દ્વારા સંગીતની અનુરંજક શક્તિનું અને
ઉદ્દીપિત કરવાનું સામર્થ્ય તપાસાય નહિ ત્યાં સુધી
ો આનંદ મળી જ ન શકે. સંગીતનો આનંદ અન્તે
ી પર તો છે, પણ શ્રવણ અને કંઠની મદદથી જ તે
થઇ શકે છે.

* * *

ાચું જોતાં દરેક ઇન્દ્રિય મારફતે કલાનો આનંદ મળી
મ છે. પણ તે ઓળખવાની શક્તિ હોવી જોઇએ. કેટલીક
ા સંપૂર્ણ સંયમ જ કરવામાં એક અસાધારણ અને
ા આનંદ મેળવી શકાય છે. મનુષ્યજાતિએ તે આનંદનો
બહુ ઓછો કર્યો છે એ મનુષ્યજાતિનું દુર્દૈવ છે. જે
ા ખુજલી થઇ છે તે માણસ ખજવાળના વિષયસુખને
નંદ માને છે; પણ નીરોગી માણસ તો શુદ્ધ આરોગ્યાનંદ
ંદ કરે છે. શિયાળાના દિવસોમાં તબિયત બહુ સારી
ય અને સવારે વહેલા ટાઢે પાણીએ નહાયા હોઇએ
આખા શરીરના રોમેરોમમાંથી જે આનંદ સ્ફુરે છે, જે

ઉત્સાહ ઝરે છે તે જતો કરી શું આપણે અજવાળાનું સુખ પસંદ કરીશું? બ્રહ્મચર્યનો આનંદ એ આરોગ્યાનંદ કરતાં હજારગણો અદ્ભુત અને ઉન્નત હોય છે. તેના અનુભવી બહુ ઓછા હોય છે એ કંઇ બ્રહ્મચર્યનો દોષ નથી.

પાલખીમાં કે મેનામાં બેસીને ફરવામાં પણ આનંદ છે, અને સામે પવન સૂસવતો હોય તે વખતે ટેકરી પર ચઢવામાં પણ આનંદ છે. આળસમાં પણ આનંદ છે અને ઉદ્યોગમાં પણ આનંદ છે. પણ એ બેમાંથી પ્રાણપ્રદ કયો છે અને પ્રાણનાશક કયો છે એ ઓળખીને જ પસંદગી કરવાની રહી. એ રીતે વિચાર કરનાર માણસ કળા અને મજૂરીનો વિરોધ કલ્પે જ નહિ. જીવનરસને જ ચૂસી નાંખે એવી વીસમી સદીની મજૂરી એ સાચી મજૂરી નથી. કળાને નામે વિલાસિતા વધારનાર પૈસાદાર લોકોએ જ એ જીવલેણ મજૂરી ઉત્પન્ન કરી છે એ વાત આપણે ક્ષણ પણ ભૂલીએ નહિ. અમેરિકન સ્ત્રીઓની ટોપીઓ શણગારાય એટલા માટે દુનિયાનાં પક્ષી મારવાનો ધંધો શરૂ થયો એમાં શું કળાને પોષણ મળે છે? લૉર્ડ કર્ઝને હિન્દુસ્તાનનું નુકસાન ગમે તેટલું કર્યું હોય, પણ હિન્દુસ્તાનનાં મોર કે બીજાં પક્ષીઓનાં પીંછાં પરદેશ મોકલવાની એણે જે બંધી કરી તે તેણે એક સાચે જ સુંદર કામ કર્યું છે. દરેક પ્રામાણિક મજૂરીમાં—જીવનપોષક મજૂરીમાં કળાનો શુદ્ધ આનંદ રહેલો છે. જે વસ્તુ નિર્માણ કરતી વખતે પદેપદે અને ક્ષણેક્ષણે અવધાનની આવશ્યકતા છે તેની અંદર કળા રહેલી જ છે. રેંટિયો ફેરવતી વખતે દરેક ક્ષણે સૂતરની સુંદરતા તરફ મારે ધ્યાન આપવું પડે છે, એટલું જ નહિ પણ સૂતરની સુંદરતાનો મારો

આદર્શ ક્ષણેક્ષણે ચઢતો જ જાય છે. બેદરકારીથી કાંતેલું સૂતર આપણી બેદરકારીનું એવું તો સ્મારક બની જાય છે કે જેટલીવાર તેના પર નજર પડે તેટલીવાર મનમાં ગ્લાનિ જ ઉપજે છે. જ્યાં જ્યાં અવધાનની આવશ્યકતા છે ત્યાં ત્યાં કળાને સ્થાન છે. જે જે ક્રિયા સ્વાયત્ત છે તે તે ક્રિયા કળાને અવકાશ આપે છે આવો સર્વસામાન્ય સિદ્ધાંત આપણે નિર્ભયપણે બાંધી શકીએ છીએ.

કળાનો આનંદ શાંત હોય છે, સ્થાયી હોય છે. જેમાં વિલાસિતા છે તેમાં ક્લાન્તિ, ગ્લાનિ અને વિષાદ હમેશાં આવવાનાં જ. તેથી જ આપણે કહી શકીએ કે લાલિત્ય અને લાલસા બે પરસ્પર ભિન્ન વસ્તુ છે.

* * *

એક બંગાળી ભાઇએ મારી પાસે એવી તકરાર કરી હતી કે કળાને નામે તમે લોકોએ દેશનો પુરુષાર્થ ઓછો હણ્યો નથી. યુવાવસ્થામાં જ્યારે વિદ્યાર્થીઓનું જીવન અમર્યાદ મહત્ત્વાકાંક્ષાથી સ્ફુરતું હોવું જોઇએ, જ્યારે આખી દુનિયાનું દુઃખ હું એકલે હાથે દૂર કરીશ એવાં સ્વપ્નાં તેના મનમાં આવવાં જોઇએ, કીર્તિની લાલસા એ એક જ દોષ તેનામાં દેખાવો જોઇએ, કષ્ટ સહન કરવાં એ જ હૃદયને સંતોષે એવો તેનો આનંદ હોવો જોઇએ, એવે વખતે આજના યુવકો કળાને નામે નબળું જીવન ગાળતા થયા છે, પરાયું દુઃખ જોઇને પીગળવાને બદલે પોતાના દુઃખનો વિચાર કરીને જ પીગળતા થયા છે, અને આંસુ વહેવડાવવામાં અને સ્ત્રીઓની ખુશામત કરવામાં જ પુરુષાર્થ માની બેઠા છે. આ નરવીરોને દુનિયામાં દૂર કરવા જેવું એક જ દુઃખ દેખાય છે, અને તે યુવતીઓના

વૈધવ્યનું. એ ભાઇની આખી ટીકા અહીં ન ટાંકું, કેમકે અતિશયોક્તિભરી ટીકા પોતાના ઉદ્દેશને જ હણે છે. પણ એટલું તો દરેક વિચારવાન માણસે કબૂલ કર્યે જ છૂટકો કે સદાચાર અને પુરુષાર્થ વચ્ચે જેમ વિરોધ ન હોવો જોઇએ તેમ કળા વચ્ચે અને એ ઉભય વચ્ચે પણ વિરોધ ન જ હોવો જોઇએ. કળા જો સાચી વસ્તુ હોય તો તે જીવનના સંગીતરૂપ હોવી જોઇએ. જીવનનાં બધાં જ અંગપ્રત્યંગો વચ્ચે જ્યારે સંગતિ સધાય ત્યારે જ જીવનમાં સંગીત રેલાય.

* * *

માટે જ સદાચાર એ સર્વશ્રેષ્ઠ કળા છે. સદાચારમાં જ કળાયુક્ત જીવન છે. રૂપની ઉપાસના કરતાં પ્રેમની ઉપાસના એ જ શ્રેષ્ઠ છે. લયલા ને મજનુંની વાર્તા રૂઢ કરનાર સૂફી કલાકારોએ મજનુંને સુદામાનો બીજો અવતાર કલ્પીને અને લયલાને કૃષ્ણરાત્રિનું કુસુમ કલ્પીને એ જ વસ્તુ જાહેર કરી છે કે ઉચ્ચ કળા રૂપની પણ ઉપાસના ન કરે. ઘરના દિવાન-ખાનામાં હરણનું માથું અથવા શીંગડાંનું પ્રદર્શન કરનાર માણસ સૌંદર્યનો ઉપાસક ભલે ગણાય, પણ એનું જીવન કળાશૂન્ય છે એમાં કંઇ શક છે ખરો? પછી શત્રુની ખોપરી ભેગી કરનાર તિબેટન લોકોને તમે જંગલી કેમ કહો? શિકારી જીવન ગાળનાર રાષ્ટ્રો પાસેથી કળાના પાઠ શીખવા બેઠા પછી કળા ને વિકળાનો સંકર થાય તો તેમાં નવાઇ શી? હરણના માથાથી દિવાનખાનાને શોભાવનાર આધુનિક રસિક માણસ અને જીતેલા લોકોનાં માથાં કાદવમાં ખોસી તેના મિનારો રચનાર કોઇ તૈમુર લંગ વચ્ચે જાતિનો ભેદ નથી. નાના બાળકોના હાથ તોડી તોડી ફૂલપાત્રોમાં બેસાડી દિવાન-

ખાનાને શોભાવનાર માણસને જો તમે નરપશુ રાક્ષસ કહો તો પ્રેમધર્મને ભૂલી જઇ કળા ખીલવવા માગનાર માણસને તમારે તે જ નામ આપવું જોઇએ.

કળા ધર્મનું સ્થાન ન લઇ શકે, પણ ધર્મથી તે વિરોધી ન જ થવી જોઇએ. કળા એ સત્ય સુધી પહોંચી ન શકે, પણ કળાએ સત્યનો દ્રોહ તો ન જ કરવો જોઇએ. કળામાં સંપૂર્ણ પુરુષાર્થ સમાએલો ન હોય, પણ કળા એ પુરુષાર્થની વિઘાતક તો ન જ હોવી જોઇએ. સમાજોપયોગી દરેક મજૂરીમાં કળા જોવા જેટલી દૃષ્ટિ આપણી પાસે ન હોય તોપણ કળા મજૂરીનો તિરસ્કાર તો ન જ કરે, મજૂરીનું જીવન વિષમ તો ન જ બનાવે. મજૂરીનો દ્રોહ કરી જો જીવન પણ ન ટકી શકે, તો કળા ક્યાં સુધી ટકવાની હતી?

* * *

કોઇ કહેશે, કળાને આટલાં બંધનોમાં જકડ્યા પછી કળાને ક્ષેત્ર કેટલું રહેશે? જવાબ એ છે કે આ કળાનાં બંધનો નથી પણ સંરક્ષક ભાઇઓ છે. તેમના સહવાસમાં જ કળા ખીલી શકે છે. તેમની મદદ ન હોય તો કળાનું નામ ધારણ કરનાર કળાની નિત્યવૈરિણી વિકળા જોતજોતામાં કળાને ગૂંગળાવી મારે. ભાઇઓના સહવાસમાં જ બહેન જીવનવ્યાપી ક્ષેત્રમાં વિહાર કરી શકશે. ભાઇઓ બહેનનું ક્ષેત્ર સંકુચિત નથી કરતા, પણ સંપૂર્ણ ક્ષેત્રનો તેને અધિકાર આપે છે.

# લોકસંગીતનું ક્ષેમ*

લોકસંગીત સંગૃહીત કરવાનો આ પહેલવહેલો અને નાનકડો પ્રયત્ન છે; પણ એક વિશાળ ક્ષેત્રની આ શરૂઆત છે. પહાડ ચઢીને શિખર ઉપર પહોંચ્યા પછી જેમ પેલી પારની મોટી દુનિયા નજરે પડે છે, તેમ આ પ્રયત્ન એક જૂની સૃષ્ટિનું નવીન દર્શન કરાવશે. હાલની હીલચાલને અંગે આખા દેશમાં અને તે જ પ્રમાણે ગુજરાતમાં જે અસ્મિતા જાગૃત થઈ છે તે વિવિધ ક્ષેત્રોમાં આત્મપરિચય કરવાનો પ્રયત્ન કરી રહી છે. ઇતિહાસની પરંપરા, સામાજિક જીવન, ધાર્મિક વિચાર, સાહિત્ય, કળા, સંગીત, વગેરે દરેક ભૂમિભાગમાં ગુજરાતની વિશિષ્ટતા શી છે, ભારતવર્ષની સંસ્કૃતિમાં ગુજરાતનો ફાળો કયો છે, ભવિષ્યની સૃષ્ટિમાં ગુજરાત શો ભાગ ભજવી શકે, વગેરે અનેક પ્રશ્નો ગુજરાતના હૃદયમાં સ્ફુરી રહ્યા છે. ગુજરાતની સંસ્કૃતિ જેવી કંઇક વસ્તુ છે, હોવી જોઇએ, હશે જ, એવા એવા વિચારો અને આકાંક્ષાઓ હૃદયમાં ઉત્પન્ન થાય છે. પણ તે ક્યાં છે અને ક્યાં જડી શકે છે એની પીછાણ હજી પૂરેપૂરી થઇ નથી. પ્રસ્તુત જેવા પ્રયત્નો એ દિશામાં ખૂબ મદદગાર થશે એવો વિશ્વાસ છે.

---

* 'લોકસંગીત'ની પ્રસ્તાવના

લોકસાહિત્ય સંગૃહીત કરવાના, આપણા જાહેરજીવનના દરબારમાં લોકસાહિત્યને સ્થાન આપવાના પ્રયત્નો થવા લાગ્યા છે. લોકસાહિત્યની ઉત્પત્તિ, તેનું વૈશિષ્ટ્ય, તેના ગુણદોષ, તેનાં વૃદ્ધિક્ષય વગેરે મીમાંસા કરવાની ઇચ્છા અંકુરિત થએલી દેખાય છે. હવે લોકસંગીતનું અધ્યયન કરવાનો, તેની કદર કરવાનો સમય આવી પહોંચ્યો છે. જીવનકલહ અને હરીફાઇનું ઝેરી વાતાવરણ જ્યાં પહોંચ્યું નથી ત્યાં આજે પણ લોકસંગીતનો જમાનો ગયો નથી. સ્વાભાવિક રીતે જ ત્યાં તે ફૂલી રહ્યું છે. પણ જમાનો જ એવો આવ્યો છે કે સમાજનાં અમીર અને ગરીબ, શહેરી અને ગ્રામીણ, કેળવાયેલા અને અભણ, એવા કકડા પડી ગયા છે. તેથી અભણ ગણાતા વર્ગને નવા સંસ્કારો મળતા નથી, અને પોતાને સુશિક્ષિત માનનાર વર્ગને આપણા રાષ્ટ્રીય જીવનના જૂના વારસાથી વંચિત રહેવું પડે છે. એટલે સહેજ નવી ઢબે જૂના સંસ્કારો અને જૂનો વારસો સજીવન અને સતેજ કરવાની જરૂર જણાય છે.

આ પુસ્તકમાં **લોકકાવ્ય** એકત્રિત કરવાનો વિચાર નથી જ. **લોકસંગીત** એ જ એનો મુખ્ય વિષય છે. પણ લોકસંગીતને લોકકાવ્યથી જુદું પાડવું લગભગ અશક્ય છે. લોકકાવ્યની વિશિષ્ટ ભાષા, તે ભાષાની નિર્વ્યાજતા, તાલબદ્ધતા અને અલ્પાક્ષરતા, એની અંદર પણ સંગીતનું સૂક્ષ્મ અને અસ્પષ્ટ તત્ત્વ રહેલું છે જ. તેથી લોકકાવ્યના ભાવપૂર્ણ, કાવ્યમય અને લોકપ્રિય નમૂનાઓ લઇને તેનું સંગીત કેવું છે એનું જ અહીં દર્શન કરાવ્યું છે.

મેક્સિકો, પેરૂ, ઇજીપ્ત, અથવા મધ્ય એશિયાની પ્રાચીન સંસ્કૃતિ જેમ મરી ગઇ છે તેમ હિંદુસ્તાનની સંસ્કૃતિ મરી

ગઇ નથી. તે આજે પણ જીવે છે. એટલે આજે પણ નવાં નવાં લોકગીતો રચાય છે અને લોકસંગીતના ઢાળમાં ગવાય છે.

લોકસંગીત એટલે જૂનું જ સંગીત એવો અર્થ નથી. સમાજહૃદયની નિર્વ્યાજતા, લોકહૃદયની સરલતા અને મૌલિકતા જેની અંદરથી વ્યક્ત થાય, સંસ્કારી હોવા છતાં જેની મુગ્ધતા કાયમ રહે, તે જ લોકસંગીત, તે જ લોકકાવ્ય. માત્ર લોકસંગીત કે લોકકાવ્યની કસોટી કાળે કરીને જ થાય છે. શિષ્ટ સાહિત્ય કે શાસ્ત્રીય સંગીતમાં પ્રવીણ લોકોનો નિર્ણય બસ થાય છે; અમુક મંડળે માન્યતા આપી એટલે સાહિત્ય કે સંગીત તરત જ શિષ્ટ ગણાય છે. પણ લોકસંગીતના પરીક્ષકો અસંખ્યાત મુગ્ધ હૃદયો જ છે. નાનાં બાળકો જેમ પોતાની વૃત્તિને જ વફાદાર રહે છે તેમ જનહૃદય પણ પોતાની અભિરુચિને જ વફાદાર રહે છે. એ અભિરુચિ જ્યારે પસંદ કરે ત્યારે જ અમુક સાહિત્ય કે સંગીત 'લૌકિક' પદવીએ પહોંચે છે. સમાજમાં જ્યારે ભારે ક્રાંતિ ચાલતી હોય છે, સંખ્યાબંધ લોકોના હૃદયમાં એક જ પ્રાણવાન પ્રેરણાની ઉર્મિઓ ઉઠે છે, ત્યારે લોકહૃદયમાંથી નવું નવું લોકસંગીત પ્રકટ થાય છે અને કશા આધુનિક સાધન વિના પણ લોકમાન્ય કાવ્યોનો અને રાગોનો દેશવ્યાપી પ્રચાર થાય છે.

આ કસોટી જો સાચી હોય તો લોકસાહિત્યમાં જૂનું અને નવું એવો ભેદ કરવાની જરૂર નથી. જૂનું સાહિત્ય ભગવાન કાળની ચાળણીમાંથી ચળાઇને આવેલું હોય છે અને તેથી તેની 'લૌકિકતા' સ્વતઃસિદ્ધ હોય છે. લાંબી વપરાશને લીધે જૂનાને લૌકિક છતાં અલૌકિક ઓપ આવેલો હોય છે. નવાં લોકગીતોમાં તેમ નથી હોતું, છતાં સહૃદય વ્યક્તિ અથવા લોકહૃદય

ામાં પણ સાચું લોકગીત અથવા લોકરાગ સહેલાઇથી પારખી ડ છે.

લોકગીતો વિવિધ હોય છે, અને એ વિવિધતા લોકજીવન-વિવિધતા ઉપર આધાર રાખે છે. ગરબા, રાસિયા, ભજનો, ામણી વગેરે પ્રકારો આપણા જૂના લોકજીવનનાં અંગોનું યન કરે છે. નવા જીવનના નવા પ્રકારો માટે નવું જ વર્ગી-ણ થઇ જવાનું. આજનો કાળ સંક્રમણનો છે. આ યુગ-ંધિને સમયે આપણી દૃષ્ટિ ઉભયંતઃ હોવી જોઇએ. જૂનામાં ણ અધ્યયન કરીએ, નવાનું પણ સૂચન કરીએ.

જે નિયમ સાહિત્યને માટે તે જ સંગીતને માટે. આપણું વન સમૃદ્ધ થતાં આપણે કાફી, કવાલી, ગઝલ, અભંગ, વગેરે ા પ્રકારો ગુજરાતી ભાષામાં દાખલ કરેલા છે. તે જ પ્રકારે જનગણમનઅધિનાયક,' 'નહિ રખની,' વગેરે ઢાળો પણ જરાતીમાં આવવા લાગ્યા છે.

શાસ્ત્રીય સંગીતનો પ્રચાર પ્રયત્નપૂર્વક થાય છે. શાસ્ત્રીય ગીતમાં ઉચ્ચમાં ઉચ્ચ સંસ્કારિતા હોય છે. રાષ્ટ્રીય આચાર્યોએ ચારપૂર્વક નક્કી કરેલા આદર્શો ધ્યાનમાં રાખી તે રચેલું ય છે. તેમાં દીર્ઘ દૃષ્ટિ અને સૂક્ષ્મ શક્તિ રહેલી હોય છે. કસંગીતનું તેવું નથી. લોકસંગીત પોતાની સ્વાભાવિક નોહરતાને લીધે જ પ્રચાર પામે છે. અત્યંત સંસ્કારી લોકો ણ લોકગીતો પાછળ ગાંડા બની શકે છે. ઉદ્યાનલતા કરતાં દેહાતી વનલતા ઘણીવાર નજરે પડે છે. સંસ્કારી દુષ્યંત ગશાવ સાથે ઉછરેલી શકુંતલાને પોતાના કુળની પ્રતિષ્ઠા નાવવા તૈયાર થઈ જાય છે, અને વ્યાસ જેવા રાષ્ટ્રકવિ અને લિદાસ જેવા રાજકવિ તેનાં વખાણ કરતાં થાકતા જ નથી.

લોકસંગીતની પણ આવી પ્રતિષ્ઠા છે. શાસ્ત્રીય સંગીતમાં પોતાની શક્તિનું એટલું બધું ભાન હોય છે કે ગાવાની ચીજનો શો અર્થ છે, એમાં કયો રસ છે, એના વિભાગ કેવા છે, વગેરે બાબતમાં તે બેદરકાર રહી શકે છે, અને ઘણીવાર રહે છે પણ ખરૂં. લોકસંગીત હૃદયના ઉદ્દગાર સાથે જ વહેતું હોવાથી તે અત્યંત ભાવવાહી હોય છે, અને લોકસંગીત હમેશાં પોતાના લોકકાવ્ય સાથે સમરસ હોય છે. જે ભાવ, વિભાવ કે રસ કાવ્યનો તે જ સંગીતનો, આવી રીતે પરસ્પર પોષકતા સાધેલી હોવાથી લોકકાવ્યની મન્ત્ર જેવી હૃદય પર અસર થાય છે.

આ જ કારણે લોકકાવ્યમાં એકવાર જે ઢાળ નક્કી કરેલો હોય છે તે બદલવાને લોકહૃદય તૈયાર નથી હોતું. જેમ શરીર અને આત્મા જુદાં પડતાં દૂભાય છે, તેમ લોકસંગીત અને લોકકાવ્ય પોતાનો મેળ છોડતાં અકળાય છે. નવા પ્રયોગો કરવા હોય તો નવાં ગીતો લો, પણ જે ગીતે જે કલેવર શોધ્યું તે જ તેનું કાયમનું. આપણી કલ્પના પ્રમાણે જેમ જન્માંતર કર્યે બીજું ખોળિયું લઈ શકાય છે, તેમ લોકગીતો સ્થાનાન્તર કરી પોતાને માટે નવું સંગીત લેતાં આવ્યાં છે એ વાત જુદી. અને તેમાં પણ ઔચિત્ય તો છે જ. દરેક પ્રદેશ પોતાના સ્વભાવ પ્રમાણે, પોતાની અભિરુચિ પ્રમાણે અને પોતાની પરંપરા પ્રમાણે તે તે ગીતો તરફ જોવાનો.

લોકસંગીતની મોટામાં મોટી વિશિષ્ટતા તે તેની અંદર રહેલો તાલ છે. કાવ્ય, ભાષા, શૈલી અને સંગીતમાં જેટલી ભાવવાહકતા છે તેટલી જ અથવા તેથીયે વધારે ભાવવાહકતા તાલોમાં હોય છે એ વાત લોકહૃદયે અનાયાસે ઓળખેલી હોય છે, કારણકે નિર્વ્યાજ લોકહૃદય જ્યારે ભાવાવેશમાં આવે છે

અથવા ઉત્તેજિત થાય છે ત્યારે તે પ્રકટ કરવાને એકલાં ભાષા અને સ્વર તેને બસ નથી થતાં. હાથ, પગ, નેત્ર, વાણી—ટૂંકમાં કહીએ તો શરીર, મન અને હૃદય બધાં જ નાચવા માંડે છે. તેથી લોકગીતોનો તાલ પોતાની મેળે જ બંધાઇ જાય છે અને તેનો ઉન્માદ ચઢતાં જ તેમાંથી નૃત્ય પોતાની મેળે પ્રકટી નીકળે છે.

નૃત્ય એટલે એકલી કસરત નથી. કસરત કર્યે માણસ થાકી જાય છે. પણ ભાવનાપ્રવાહમાં જ્યારે તાલબદ્ધ નૃત્ય ચાલે છે ત્યારે શરીરના દરેક અવયવ અને સંધિને ઉત્તેજના મળે છે. નૃત્યની આ વિશેષ ખૂબી અને તેની આ બહુવિધ શક્તિ તરફ ધ્યાન જવાની ખૂબ આવશ્યકતા છે.

સમાજની સ્વાભાવિક સ્થિતિમાં આવા લોકસંગીતનો પ્રચાર પવનના પ્રવાહની પેઠે થાય છે. તેને માટે પ્રયાસ કરવાનો ખ્યાલ જૂના લોકોને હસવા જેવો લાગતો. ગામડાની ડોશીને એની વાત કરો તો તે હસીને કહેશે, 'એમાં તે વળી શું શીખવા જેવું હશે? અમે ક્યાં આ બધું શીખવા ગયાં હતાં? એ તો બધું પોતની મેળે જ આવડી જાય છે.' 'સાચી છે, ડોશીમા, તમારી વાત સાવ સાચી છે. પણ અમે તેવા રહ્યા નથી. અમે અમારા વારસાથી વિખૂટા પડ્યા છીએ. તમારી અવશેષ રહેલી આવરદા સાથે જ આ જૂનો વારસો પણ નામશેષ થશે એવી બીક અમારા મનમાં પેસી ગઈ છે. તમારી પાસે આવીને આ બધો જૂનો ભંડાર લેનાર ભાઇઓ અને બહેનો બહુ ઓછાં છે, નથી જ એમ કહીએ તોપણ ચાલે. એટલે આપઘાત ન થાય એટલા માટે જ આ તમારા સંગીતને અમે અક્ષરદેહ આપવા માગીએ છીએ.'

સંગીતના રક્ષણને માટે સ્વરલેખનપદ્ધતિ પર્યાપ્ત છે કે નહિ એ વિષે ઘણીવાર ચર્ચા થાય છે. પણ યુરોપનો અનુભવ અને આપણો પણ તેથીયે પ્રાચીન અનુભવ સાક્ષી પૂરે છે કે સ્વરલેખનથી સંગીતની રક્ષા થાય છે, એટલું જ નહિ પણ સ્ખલન અને પ્રમાદમાંથી પણ તે આપણને બચાવે છે. એટલા માટે જ અહીં આપેલાં લોકગીતોનું લોકમાન્ય સંગીત યથાતથ સાંભળી તેનું અહીં યથાસ્થિત અંકન કરવામાં આવેલું છે. આજે આથી લોકસંગીતના સંરક્ષણનો એક જ ઉદ્દેશ સરશે, પણ જ્યારે ગુજરાતમાં સંગીતનો રાગ વધશે, ઠેકઠેકાણે સંગીત મંડળો સ્થપાશે, અને સંગીતની સાક્ષરતા વધશે, ત્યારે આ સ્વરલેખનથી સંગીતના પ્રચારનું પણ કામ સહેલાઇથી આ જ કાર્ય દ્વારા થઈ જશે.

ગુજરાતની વિશિષ્ટ સંસ્કૃતિનાં અધ્યયન, ઉપાસના અને પૂજા કરવા માગનાર ગુર્જરીના સુપુત્રોને આ નવીન પ્રયત્ન લાભદાયક અને પ્રેરક નીવડો એ જ પ્રાર્થના છે.

# જીવનનું સંગીત*

માણસમાં જો પોતાની શક્તિ અને અશક્તિ વિષે, ગુણદોષો વિષે બરાબર ખ્યાલ હોય, અને દુનિયાના વ્યવહારમાં જો તેણે સાચી નમ્રતા કેળવી હોય તો એવો માણસ ગમે તે જાતની ધૃષ્ટતા કરી શકે છે. સંગીત મંડળના વાર્ષિક ઉત્સવને પ્રસંગે પ્રમુખનું સ્થાન સ્વીકારી મેં એવી એક ધૃષ્ટતા કરી છે. અલ્પજ્ઞ માણસ જ્યારે ફૂલાઈ જાય છે ત્યારે પોતાને કેવો સર્વજ્ઞ માને છે એનું વર્ણન ભર્તૃહરિએ કર્યું છે. પણ સંગીતના વિષયમાં હું અલ્પજ્ઞ કોટિનો નથી. નરી અજ્ઞતા એ જ મારી મૂડી છે, અને એ મૂડી ઉપર જ હું આજનો વેપાર ખેડવાનો છું.

---

* રાષ્ટ્રીય સંગીત મંડળ (અમદાવાદ)ના વાર્ષિક ઉત્સવ પ્રસંગે પ્રમુખપદેથી આપેલું ભાષણ

સંગીત વિષે મને કશું જ્ઞાન નથી એ વાત જેટલી સાચી છે તેટલું જ એ પણ સાચું છે કે સંગીત પ્રત્યે મારો પ્રેમ અને પક્ષપાત અસાધારણ છે. બીજા લોકો પ્રથમ સંગીતની કળા હસ્તગત અથવા કંઠગત કરી લે છે અને ત્યાર પછી સંગીતની મીમાંસામાં અને શાસ્ત્રમાં માથું મારે છે. મારો ક્રમ એથી ઉલટો થયો. ૧૯૦૬–૭ માં સાંગલીમાં મારો નવરાશનો વખત હું પુસ્તકાલયમાં ગાળતો. ત્યાં રા. બ. કૃષ્ણાજી બલ્લાળ દેવલ જોડે મારે ઓળખાણ થઇ. તેમને સંગીતનો અસાધારણ શોખ હતો. પ્રો. બ્લૅસરનાના 'સંગીત વિજ્ઞાન' સાથે તેમણે મારો પરિચય કરાવ્યો. સંગીતમાં એક સપ્તકમાં ૨૨ શ્રુતિ હોય છે; સંગીતના સુગેય સ્વરોમાં આંદોલનની એક મઝાની શ્રેણિ હોય છે; યુરોપીઅન લોકોએ 'ટેંપરેટ સ્કેલ' તેમના સંગીતમાં દાખલ કરી પોતાના કાન અને અભિરુચિ બગાડી નાખ્યાં છે; એવી એવી કેટલીયે મહત્ત્વની વાતો હું તેમની પાસેથી શીખ્યો. વાદી, સંવાદી, વિસંવાદી વગેરે સ્વરોનો સંબન્ધ પણ હું સમજી ગયો. અને તે દિવસથી Sounding Box મળે એટલે પ્રયોગ કરવા લાગ્યો, અને સંગીત વિષે માસિકોમાં કે બીજે ક્યાંય જરાક લખાણ આવે એટલે એમાં પણ જરા ચંચુપાત કરતો. આશ્રમમાં આવ્યા પછી તમારા વિદ્વાન અને ખંતીલા મન્ત્રીનો સમાગમ થયો. મને સંગીતશાસ્ત્રનો શોખ છે એટલી ખબર પડતાં વેંત તેઓ મને ગંધર્વની પેઠે વળગ્યા. ગાવાની બાબતમાં તો તેમને નિરાશ કરતાં મને બહુ વાર ન લાગી, પણ ગણિત, સંસ્કૃત અને સંગીતની પરિભાષા એ ત્રણેનું સહેજસાજ જ્ઞાન મારી પાસે હોવાથી તેમણે મને ઠીક વેઠે પકડ્યો. મારાથી બનતું મેં કર્યું,

પણ કાળે કરીને તેમણે જોઇ લીધું કે આ સૂકો કૂવો પંપ કરવામાં માલ નથી. પણ તે વખતથી અમારી વચ્ચે જે પ્રેમ-સંબન્ધ બંધાયો તે સંબન્ધને લીધે જ તેઓ મને આજે અહીં ખેંચી લાવ્યા છે.

ઉપરની આપવીતી પરથી આપે અનુમાન કર્યું જ હશે કે સંગીતપ્રવીણ કે સંગીતરસિકની દૃષ્ટિએ નહિ, પણ સામાન્ય માણસ અથવા પૃથગ્જનની પેઠે હું પ્રાકૃત વિવેચન જ કરવાનો છું. શાસ્ત્રવેત્તાઓ ગમે તેટલા સર્વજ્ઞ હોય તોપણ સામાન્ય માણસ તેમના શાસ્ત્ર વિષે કેવા અભિપ્રાય ધરાવે છે તે જાણવા તેઓ ઈંતેજાર હોય જ છે. એ ઇંતેજારીનો કંઇક અંશે જવાબ આપવાને માટે હું આજે પ્રવૃત્ત થયો છું. હું કેળવણીકાર હોવાનો દાવો કરૂં છું, અને સૌ કોઇ જાણે છે કે મનુ ભગવાને બ્રહ્મચારીઓ માટે સંગીતનો ચાહે એટલો નિષેધ કર્યો હોય તોપણ આજકાલ સંગીતને કેળવણીનું એક પ્રધાન અંગ ગણવામાં આવે છે. એટલે કેળવણીની દૃષ્ટિએ સંગીતનું વિવેચન કરવું એ મારૂં ક્ષેત્ર છે જ. અને આજકાલના સંસ્કૃતિના અધ્યયનના યુગમાં આપણા સંગીતમાં આર્ય સંસ્કૃતિ કેટલે દરજ્જે વ્યક્ત થઈ છે ને ભવિષ્યમાં આપણું સંગીત કેવું સ્વરૂપ ધારણ કરશે તથા કેવો ભાગ ભજવશે એનો પણ આપણે વિચાર કરવો જ રહ્યો.

આજે સમાજમાં આપણે શું જોઇએ છીએ? સામાન્યપણે સંગીતકળા તરફ નરી ઉદાસીનતા. જ્યાં ઉદાસીનતા નથી ત્યાં કેટલાક લોકો સંગીતનો આત્યંતિક વિરોધ કરે છે. બીજી બાજુએ કેટલાક લોકોનાં જીવનમાં સંગીત સિવાય બીજું કશું આકર્ષક એવું મળે જ નહિ. સંગીતના વિરોધીઓ કહે છે, સંગીતથી

માણસ શોખીન, વિલાસી અને ઉડાઉ થાય છે. સંગીત પાછળ પડેલો માણસ દુનિયાના જરૂરી વ્યવહાર તરફ બેદરકાર થઇ જાય છે. વિદ્યાર્થીઓ તો એકવાર સંગીતમાં પડ્યા એટલે પછી પડ્યા જ; પછી વ્યાકરણ, ગણિત, તર્ક જેવા પ્રખર વિષયોમાં તો જાણે તેમની મતિ ન જ ચાલે પણ સામાન્ય વિષયો પરથી પણ તેમની આસ્થા ઊઠી જાય છે. જેને સંગીતનો શોખ લાગ્યો તેની સવારસાંજ ગોઠિયાઓની બેઠક ચાલવાની જ. 'ગાને બજાને કી મહેફીલ' આગળ મહત્ત્વનું કાર્ય કશું રહેવાનું જ નહિ. અંગ્રેજોએ લખનૌ સર કર્યું તોપણ લખનૌના નવાબ તો 'ઔર એક ઠુમરી'ની જ વાત કરતા હતા. ઔરંગઝેબ બાદશાહે સંગીતનો બહિષ્કાર અમસ્તો કર્યો ન હતો.

સામા પક્ષની દલીલ જ્યારે એક છેડો પકડે છે ત્યારે તે પણ એવી જ આગ્રહી હોય છે. નાદ એ બ્રહ્મ છે, તેની ઉપાસના કરવાથી ચતુર્વિધ પુરુષાર્થ તો શું, પ્રત્યક્ષ મોક્ષ પણ મળી શકે છે. એક નાદબ્રહ્મને સંતુષ્ટ કરીએ એટલે સર્વ દેવતાઓ સંતુષ્ટ થાય છે. ગાનાનંદ અને બ્રહ્માનંદ વચ્ચે ભારે ફરક ન જ હોય. સામવેદના ગાયનથી દેવતાઓ પણ સંતુષ્ટ થાય છે, પછી માણસની શી વાત? વ્યવહારમાં सद्यः फलति ગાંધારી એ અનુભવ છે જ.

આપણે પ્રથમ એ જાણવું જોઈએ કે સંગીત એ કંઈ જીવનસર્વસ્વ નથી. સાથે સાથે એ પણ જાણવું જોઇએ કે સંગીત વગરનું જીવન અનેક રીતે નીરસ અને અધૂરું છે. સંગીત એ અત્યંત જલદ વસ્તુ છે. તેનો ભારેમાં ભારે ઉપયોગ છે. અને તેથી જ તેનો દુરુપયોગ પણ થઇ

શકે છે. સંગીત એ કંઇ અમુક લોકોનો ઇજારો નથી અથવા એક અસ્પૃશ્ય વિષય પણ નથી. સંગીત એ મનુષ્યજીવનનું અતિ આવશ્યક અને વિશ્વજનીન અંગ છે. સવારસાંજ કુદરતને બોલકણી કરનાર પક્ષીઓને સંગીતની જેટલી આવશ્યકતા તેટલી જ મનુષ્યને તેની આવશ્યકતા છે. થાકેલા માણસને અન્ન કે ઊંઘની જેટલી જરૂર છે તેટલી જ સંગીતની પણ જરૂર છે. સૂર્યોદયથી સૂર્યાસ્ત સુધી કામ કરનાર મજૂરોને પૂછો કે તેમનો એક માત્ર વીસામો કયો છે? સવારે ઊઠીને ઘંટી ચલાવનાર ગૃહણીઓ, ગામનો મેલ ધોનાર ધોબીઓ અને ધોબણો, દુનિયાની લાજ ઢાંકનાર વણકરો, ઘરની ટીપણી કરનાર મજૂરણો, કોશ ચલાવનાર દુનિયાના અન્નદાતા ખેડુતો, માલની લાવજા કરનાર વણજારાઓ, ગાયો ચરાવનાર ગોવાળિયાઓ, દરિયો ખેડનાર ખારવાઓ, બાવાઓ અને ફકીરો, કથાકારો અને માણભટો, અરે, ભીખારીઓ અને પશુઓ પણ સંગીત દ્વારા જ પોતાની બોજારૂપ જિંદગીમાં રસ જોઇ શકે છે ને રેડી શકે છે.

સંગીતની એ અસાધારણ શક્તિ જોઇને એના દુરુપયોગ કરનાર પણ ઓછા નીકળ્યા નથી. સંગીત એક પ્રકારની માનસિક મદિરા બની શકે છે એ જોઇને જ હિંસાકુશળ લોકોએ લડાઇમાં સંગીતને સ્થાન આપ્યું છે. शंखाश्च भेर्यश्च पणवानकगोमुखाः જ્યારે સહસા વાગી ઊઠે છે ત્યારે માણસ ભાન ભૂલી જાય છે, રણમત્ત થાય છે, અને ગમે તે કરવા તૈયાર થઇ જાય છે. લશ્કરી બૅંડ એ તો ફોજનો અર્ધો પ્રાણ. સાત્ત્વિક લોકો એ જ સંગીતને ભક્તિભાવ કેળવવા માટે મદદગાર તરીકે વાપરે છે. અને કેટલાક લોકો તો તાલ મૃદંગ વગેરે વાદ્યોનો મહાન

કોલાહલ મચાવી વૃત્તિઓ બહેરી કરી નાખે છે અને આ ઉન્માદને જ આધ્યાત્મિક ઉન્નતિ સમજી લે છે. પૂજા પહેલાં અફીણ ખાઇ પૂજામાં એકાગ્રતા સાધવાનો પ્રયત્ન જેટલો પ્રમાદમૂલક છે તેટલો જ આ પ્રયત્ન પણ છે.

સંગીત એ તો ભાવનાની ભાષા છે, જીવનનો ઉદ્દગાર છે. સાચું સંગીત જીવનનું પ્રતિબિંબ જ હોય છે. અને આગળ જઇને તે જીવનનું માર્ગદર્શક પણ બને છે. જીવનમાં નવ રસ ખીલે ત્યારે જ સાહિત્યમાં, કળામાં અને સંગીતમાં નવ રસ ખીલવાના. આખા સમાજનું જીવન જાગૃત હોય તો સંગીત પણ સર્વત્ર જાગૃત રહેવાનું. જીવન જ્યારે મંદ પડે છે, જીવનરૂપી દેવતા ઉપર જ્યારે રાખ બાઝે છે ત્યારે સંગીત પણ સમાજમાં અપ્રતિષ્ઠિત થઈ જાય છે. એવે સમયે કેટલાક સંગીતના ઉપાસકો પ્રયત્નપૂર્વક સંગીતનો વારસો ટકાવી રાખવાનો પ્રયાસ કરે છે. ધીમે ધીમે તેનો ધંધાદાર વર્ગ થઇ જાય છે. હરિદાસ પછી તાનસેન આવવાનો જ. એ સ્થિતિ અપરિહાર્ય છે. જૂના વારસાની હિફાઝત કરનાર વર્ગ ન હોય તો પ્રમાદી સમાજને બધું ખોઇ બેસતાં વાર ન લાગે. સંગીતનો વારસો જાગતો રાખનાર એક સ્વતંત્ર વર્ગ તૈયાર થયો એટલે તે નવરાશ અને યોગક્ષેમની નિશ્ચિંતિ માગવાનો જ. નિશ્ચિંતિ મેળવવાનો તેને હક છે, પણ તેમાં તેને લાભ છે કે નહિ તે જુદો સવાલ છે. મૂળ વગરનાં ઝાડ, કાદવ વગરનું કમળ જેમ નિષ્પ્રાણ અને અસત્ય થઇ જાય છે તેમ જીવનયાત્રાના પ્રયાસ વગર જીવન દહાડે દહાડે કટાતું જાય છે, સમાજથી અળગું થતું જાય છે, પોતાનો જીવનમન્ત્ર ભૂલી જાય છે, અને અન્તે વિકૃત દશાને પામે છે.

સંગીતના સંરક્ષકો નવરાશ ભલે મેળવે, સંગીતના રસિકો આપણે તેમની અદેખાઈ ન કરીએ, તેમને પ્રસન્ન રાખવામાં જ આપણે પ્રસન્ન રહીએ, પણ સંગીતસંરક્ષકોને અત્યંત નમ્રતાપૂર્વક એટલું તો જરૂર સૂચવીએ કે તમારી વિદ્યા—સર્વ વિદ્યાની શ્રેષ્ઠ વિદ્યા એળે ન જાય એટલા માટે જ તમારે જીવનનાં સર્વ અંગો અને ઉપાંગોથી પરિચિત રહેવું જોઇએ. સમાજનો પુરુષાર્થ, સમાજની મૂંઝવણો, સમાજની આકાંક્ષાઓ સમાજનું સાહિત્ય, અને સમાજના આદર્શો સાથે તમારે એકરૂપ થવું જ જોઇએ. તમારામાંના ઘણાખરા એકરૂપ થવાની વાત તો એક કોરે રહી, પણ ઉપલા સવાલો સાથે સામાન્ય પરિચય પણ ધરાવતા નથી. ઘણાં વરસ પહેલાં રવીન્દ્રનાથ ઠાકુરને પહેલવહેલો હું મળ્યો તે વખતે તેમણે મને કહેલું, 'મારે એક મહારાષ્ટ્રી ગાયકની જરૂર છે. હું ગાયકો તો ગમે તેટલા મેળવી શકું, પણ શાંતિનિકેતનના વાતાવરણમાં ભળી શકે અને આશીર્વાદરૂપ નીવડે એવો ગવૈયો તમારા પ્રાંતમાંથી જ સહેલાઇથી મળી શકે.' આજે મારા મિત્ર ભીમરાવ શાંતિનિકેતનને સંગીતમય બનાવી રહ્યા છે. મહારાષ્ટ્રે સંગીતની હજી બેઈજ્જતી કરી નથી. સારા કુલીન ઘરના લોકોએ સંગીતનો વારસો જાળવી રાખ્યો છે, અને તેથી સંગીતને પણ કુલીન સંસ્કારોનો લાભ મળ્યો છે.

સંગીતને નવરાશ જોઇએ છે એ ખ્યાલને લીધે સંગીતાચાર્યો રાજ્યાશ્રય શોધવા લાગ્યા, અને કેમ ન શોધે? સ્વરાજ્યમાં રાજ્યાશ્રય શોધવો એમાં હીણપત તો નથી જ. અને જ્યારે अनाश्रया न शोभन्ते पंडिता वनिता लताः એમ કહી પંડિતો અને સાહિત્યાચાર્યો રાજપ્રશસ્તિઓ લખવામાં

મશગુલ થયા ત્યારે સંગીતાચાર્યો તેમનું અનુકરણ કરે તેમાં શી નવાઈ? સંગીતાચાર્યો પણ ગાવા લાગ્યા:

तूं वे मोमदसा दरबार
निझामदीन सुझान ।
धवल कलस पर, बलबल जैंइये
तुम पर जीये कुरबान,
निजामदीन सुझान ॥

ઊંચામાં ઊંચા સંગીત અને નરી ખુશામતનો આ એક ઉત્તમ નમૂનો છે.

રાજ્યાશ્રયને લીધે ઉચ્ચ સંગીત પ્રભુભોગ્ય થએલું હતું એ ખરું, પણ તે જમાનામાં પૈસાદાર અને ગરીબ વચ્ચે આજના જેવો અસહકાર જન્મ્યો ન હતો. રાજ્યના ગવૈયાઓ મંદિરમાં જઈ રોજ ગાતા, યાત્રાઓમાં પણ જતા, ગરીબોની વચ્ચે રહી ગરીબોને પણ કંઈક તાલીમ આપતા, અને સમાજના જીવનમાં સંગીત રેલાવતા. આપણા લોકોનું જીવન જ સંગીતમય છે. બાળક જન્મે ત્યારે સંગીત, જનોઈ ધારણ કરે ત્યારે સંગીત, પરણે ત્યારે સંગીત. કેટલીક કોમોમાં તો માણસ દુનિયામાંથી વિદાય લે ત્યારે પણ સંગીત સાથે જ. આપણી લગભગ બધી જ ધાર્મિક ક્રિયાઓ સંગીત વગર અધૂરી રહે છે. (આપણા સાર્વજનિક સંગીતમાં કેટલોક કર્ણકઠોર ભાગ પેસી ગયો છે તે કાઢી નાખવાની જરૂર છે એ પણ અહીં કહી દઉં.)

રાજ્યાશ્રયનો જમાનો જઈ હવે લોકાશ્રયનો જમાનો આવ્યો છે. લોકાશ્રય એટલે મધ્યમ વર્ગનો આશ્રય. આ આશ્રયમાં કલાધર ઘણે ભાગે સ્વતન્ત્ર રહી શકે છે અને

સ્વાભિમાન કેળવી શકે છે. પણ આ લોકાશ્રય પશ્ચિમની ઢબનું અનુકરણ કરે તો સમાજને માટે તે આશીર્વાદરૂપ ન જ નીવડે. રાજ્યાશ્રયના જૂના જમાનામાં ગરીબોનો બહિષ્કાર નહોતો. ધર્મસંસ્થાઓ સંગીતને ગરીબો આગળ પણ પીરસવાનું કામ કરતી. આજના નાસ્તિક જમાનામાં જે ટિકિટના પૈસા આપે એ જ સંગીત સાંભળે એવી દશા જો થઇ જાય તો ગરીબોને જીવનના આ એકમાત્ર સમાધાનથી વંચિત રહેવું પડે. લોકાશ્રય પર આધાર રાખી સંગીતનો ઉદ્ધાર કરનાર પંડિત વિષ્ણુ દિગંબર જ્યારે હરદ્વારમાં આવી ગંગાને કિનારે ગંગામયાને પોતાનું સંગીત સંભળાવતા ત્યારે મને ખૂબ આનન્દ થતો, કેમકે એ બહાને આમપ્રજાને તેમના સંગીતનો લાભ મળતો. જે દિવસે ગરીબ લોકો સંગીતથી સાવ વંચિત રહેશે તે દિવસે તેઓ સેતાન બની જ જવાના. આપણું જૂનું ભોળું જીવન તૂટતું જાય છે અને જીવનકલહમાં માણસની ઘણીખરી સદ્‌વૃત્તિઓ મારી જાય છે. એવે પ્રસંગે તો સંગીતની આવશ્યકતા ખાસ કરીને વધારે છે. હજારો ને લાખો મજૂરોને એકત્ર કરનાર મીલ-માલિકોને હું જરૂર કહું કે તમારા આશ્રિતોને તમે શુદ્ધ સંગીત સંભળાવવાની ગોઠવણ કરો; પછી તે લોકસંગીત હોય કે શાસ્ત્રીય સંગીત. તેમની ભજનમંડળીઓને તમારા કબજામાં લીધા વગર ઉત્તેજન આપો. સંગીતામૃતનો પ્રવાહ ચાલશે એટલે શરાબ અને ઝગડા કંઇક તો ઓછા થશે જ.

સાચું જોતાં સંગીત એ ગરીબોનો જન્મસિદ્ધ હક છે. શાસ્ત્રીય સંગીત ઘડાયું એના પહેલાં લોકસંગીતનો ઉગમ છે, અને તે ભોળી પ્રજામાંથી જ થયો છે. પ્રજા મોટે ભાગે પોતાનો એ હક ખોઇ બેઠી એ તેનો ગુન્હો છે—અથવા ગુન્હો કેમ

કહેવાય? તેમના જીવન પર તેમનો પોતાનો કાબૂ ક્યાં છે કે તેમનો ગુન્હો ગણીએ? પણ તેમનું દુર્દૈવ તો ખરું જ. લોકસંગીત એ શુદ્ધ સોનું છે. તેને ટીપીટીપીને અને ઓપ ચઢાવીને શાસ્ત્રીય સંગીતનાં ઘરેણાં બનાવ્યાં છે. સદ્‌ભાગ્યે ગુજરાતે તેનું લોકસંગીત છેક છોડી દીધું નથી. લાલા લજપતરાયે તેમના અમેરિકાના અનુભવમાં લખ્યું છે કે મહારાષ્ટ્ર અને બંગાળના વિદ્યાર્થીઓમાં જ કંઇક સંગીત દેખાય છે, બાકીના તો સંગીતથી એકદમ અસ્પૃષ્ટ રહે છે. સુશિક્ષિત લોકો વિષે આ ટીકા સાચી છે, જોકે સત્યાગ્રહાશ્રમ અને ગુજરાત વિદ્યાપીઠે તેમજ આ સંગીત મંડળે આ ટીકા ભૂંસી નાખવામાં ગુજરાત પૂરતો સરસ પ્રયત્ન કર્યો છે. આપણી રાષ્ટ્રીય શાળાઓમાં સંગીત એક આવશ્યક—અને હું આશા રાખું છું કે આકર્ષક વિષય થયો છે. ગુજરાતના કવિઓ તેમની ભાવપૂર્ણ કવિતા ગુજરાતના લોકસંગીતના ઢાળમાં લખે છે એ પણ સદ્‌ભાગ્ય છે.

કાવ્ય અને સંગીત વચ્ચે અત્યંત નિકટ સંબન્ધ છે એ કહેવાની અહીં જરૂર નથી; જોકે કાવ્ય અને સંગીત બન્ને એક બીજાનાં આશ્રિત નથી. કાવ્ય સ્વતંત્ર રીતે રહી શકે છે. સંગીત પણ કાવ્યની મદદ વગર પોતાની ભાવગમ્ય વાણી બોલી શકે છે. સંગીત એ સ્વતંત્ર ભાષા છે. એનું વ્યાકરણ જુદું હોય છે. એના ભાવ સ્પષ્ટ હોય છે. શબ્દો કરતાં સંગીતના આલાપ વધારે વ્યાપક અને વધારે અસરકારક હોય છે. સંગીતની ભાષા સાર્વભૌમ નહિ કહી શકાય, તોપણ અમુક સમાજના જીવનનો કંઇક પરિચય હોય તો તેની ભાષા જાણ્યા વગર પણ તેના સંગીત દ્વારા તેના ભાવ સમજી શકાય છે. તેથી જ સંગીતપ્રવીણો ઘણીવાર સંગીત પાછળ રહેલા શબ્દ વિષે બેદરકાર રહે

છે. પણ તેમણે એટલું તો જાણવું જોઇએ કે સંગીત ભાષાનિરપેક્ષ ભલે હોય, પણ કાવ્ય અને સંગીત વચ્ચે વિસંવાદ કોઈ પણ સંસ્કારી રસિક માણસ સહન ન જ કરી શકે. ઘણાખરા ગાયકો એમ માને છે કે જૂની પ્રાચીન 'ચીજો'માં શબ્દાંતર પણ ન ચાલે. આને લીધે કેટલીક સર્વોચ્ચ રાગદારી 'ચીજો'માં નીરસતા અથવા અશ્લીલ કાવ્ય જડી આવે છે, ને તે સમસમી ઊઠવા છતાં પણ સાંભળવું પડે છે. 'સૈયાં ગુંય્યા'ના શબ્દો પણ તેમને મન વેદમન્ત્ર જેટલા જ અપૌરુષેય હોય છે; તેમાં ફેરફાર થાય જ કેમ ? આ જડતા તેમણે છોડવી જ જોઇએ.

એક તરફ રોજ કંઈક નવું નવું શોધનાર ચંચળ સમાજ સંગીતમાં ફેરફાર માગે છે અને બીજી તરફ સંગીતમાં કશો ફેરફાર થઇ જ ન શકે, ઋષિઓએ એકવાર જે નક્કી કર્યું તે કર્યું, તેમાં ફેરફાર કરવાનો હક પામર માણસને ક્યાંથી હોય? એવી વૃત્તિ છે. જૂનું તેટલું સોનું માનનાર લોકોને મન વિલાસી તાનસેન પણ સંગીતમાં એક ઋષિ જ. તાનસેન પછી સંગીતમાં કશો ફેરફાર થઇ જ ન શકે! સામાજિક સંકરની બીક સંગીતમાં પણ પેઠી છે, અને સંગીતને મડદાની સ્થિરતા આવી ગઇ છે. પણ એમાં ગાયક લોકોનો એકલાનો વાંક નથી. અજ્ઞાની અને સંસ્કારશૂન્ય લોકો સંગીતને નામે ગમે તેવા બેહૂદા પ્રકાર ચાલુ કરે ત્યારે જૂનાને જ વળગી રહેવાની ગાયકો પર ફરજ આવી પડે છે. દરેક શાસ્ત્ર અને કળાની જેમ સંગીતમાં પણ નવી નિર્મિતિ શક્ય છે. પણ તે ગમે તે માણસને હાથે ન થઈ શકે. જીવનના ઊંડાણમાં જે ઉતરી શકે, ભવિષ્યની આકાંક્ષાઓ જે પોતાના હૃદયમાં અનુભવી શકે, અને

સાથે સાથે જૂનો વારસો જેણે બરાબર પચાવ્યો હોય તે જ નવી નિર્મિતિ કરી શકે છે. રાષ્ટ્રીય જીવનમાં જ્યારે ભારે પરિવર્તન થાય ત્યારે સંગીતમાં પણ પરિવર્તન થવાનું જ. આ નિયમને અનુસરીને જ ઇસ્લામી સંસ્કૃતિના પરિચય સાથે આપણે ત્યાં હિન્દુસ્તાની સંગીત જન્મ પામ્યું. અંગ્રેજોના આગમન પછી જો આપણા સંગીતમાં નવો ઉમેરો ન થયો હોય તો તેનું કારણ કાં તો આ દેશમાં આવનાર અંગ્રેજોનું જીવન જ સંગીતશૂન્ય છે, અથવા તો તેઓ આપણાથી અતડા રહ્યાં કરે છે એ છે. અમદાવાદ જેવાં શહેરોમાં લગનગાળામાં ગધેડાની પેઠે ભૂંકનાર બૅંડ એ આપણા જંગલીપણાની નિશાની ગમે એટલી હોય પણ વિલાયતના સંગીતનો નમૂનો તો નથી જ. આપણે એક સંસ્કારી રાષ્ટ્ર છીએ એ સિદ્ધ કરવા આપણા લોકો કે ગોરાઓ ગમે તેટલી ચોપડીઓ લખે તોપણ આપણે ત્યાં વપરાતાં બૅંડ એ એક જ તેની સામે સમર્થ રદિયો છે. જે લોકો કંઇક સંસ્કારિતાનો દાવો કરતા હોય તેમણે આવાં બૅંડવાળાં સરઘસમાં ભળવું એ નામોશીભરેલું છે એમ સમજી તેમ કરવાનો ઇનકાર કરવો જોઇએ. આપણું રથ્યાસંગીત એકદમ સુધારવાની ઘણી જરૂર છે. વીસ પચીસ વરસ પહેલાં સતારા કે પૂના જેવાં શહેરના રસ્તાઓ પર જેવું રથ્યાસંગીત સાંભળવા મળતું તેવું આજે ભાગ્યે જ મળે છે. પૈસા ખરચીને જંગલીપણાનો શિક્કો મેળવવાનો ધંધો આપણા શહેરીઓ હજી પણ છોડે નહિ?

આપણા સામાજિક જીવનમાં ભળી જાય એવું સંગીત—નવુંનવું સંગીત જરૂર નિર્માણ કરી શકીએ. આપણું સાર્વજનિક જીવન અવનવાં સ્વરૂપો ધારણ કરે છે, નવાનવા

સામાજિક આદર્શો અને ભાવો સમાજમાં પ્રગટ થતા ને ફેલાતા જાય છે, અને બધા નવા સંગીતની માગણી કરે છે. આપણી મહાસભા, આપણાં સંમેલનો, આપણી પરિષદો, આપણા આશ્રમો અને નવતર સ્થપાતા ધંધાઓ નવીન સંગીતની માગણી કરે છે.

અમુક રાગમાં અમુક રસ હોય છે, અમુક રાગ અમુક વખતે જ ગવાય, એ આપણા જૂના નિયમો આપણું વૈદગ્ધ્ય અને ઉચ્ચ અભિરુચિ સૂચવે છે. પણ જ્યાં રાગોનાં નામ બદલાયાં છે, સ્વરોમાં શુદ્ધ કોમળની પરિભાષા બદલાઇ છે ત્યાં જૂનાં શાસ્ત્રોનો સમજપૂર્વક અર્થ કરવો જોઇએ. અને તાલભેદ પ્રમાણે રાગોના રસ અને ભાવ બદલાય છે એ આપણે ક્યાં નથી જાણતા? આપણા પૂર્વજોએ આ જે સંગીતનું માનસશાસ્ત્ર અથવા રસપરિપાકની મીમાંસા રચેલી છે તેનો જડતાથી સ્વીકાર કરવાને બદલે આપણે તેનું સમજપૂર્વક અધ્યયન કરીએ, તેમાં નવાનવા પ્રયોગો કરીએ, અને તેમાંથી નવીનવી શક્તિઓ ખીલવી બતાવીએ તો જ કીર્તિશાળી પૂર્વજોના વંશજ તરીકે આપણે શોભીએ. પૂર્વજોની નામના પર આપણે ક્યાં સૂધી નભીશું? જાતવાન ઘોડાને પોતાના માતૃપિતૃવંશનો નામોચ્ચાર કરવો નથી પડતો.

નવી નિર્મિતિ જ્યારે થાય ત્યારે ખરી, પણ ત્યાં સૂધી આપણે આપણો જૂનો વારસો જેવો ને તેવો જાળવી રાખીએ તોપણ ઘણું કર્યું કહેવાય. ખેપિયો જેમ એક ગામનો કાગળ બીજે ગામ પહોંચાડે છે તે પ્રમાણે જો આપણે આપણો જૂનો વારસો જરા પણ બગાડ્યા વિના નવા જમાનાના હાથમાં સોંપી દઇએ તોપણ તે સામાન્ય સેવા ન ગણાય. આ કામ સંગીતની

પરંપરા જાળવીને તેમજ સંગીતને લિપિબદ્ધ કરીને કરી શકાય. સંગીત લિપિબદ્ધ થાય કે ન થાય એ વિષે શંકા હવે રહી નથી. તમારા મન્ત્રીએ ગુજરાતના ઉત્તમોત્તમ લોકસંગીતને લિપિબદ્ધ કરી બતાવ્યું છે. હું આશા રાખું છું કે તેમની એ ચોપડી થોડા જ વખતમાં બહાર પડશે. આ વિષયમાં સવાલ એટલો જ છે કે એક જ અંકનલિપિથી ચલાવી લેવું એ ઇષ્ટ છે કે આમપ્રજાને માટે એક સ્થૂલ અંકનપદ્ધતિ, અને તજજ્ઞ લોકોને માટે બીજી સૂક્ષ્મ અને સંપૂર્ણ અંકનલિપિ રાખવી ઘટે છે? બંનેમાં પદ્ધતિ તો એક જ હોય એ વિષે શંકા નથી. આ ક્ષેત્રમાં મને તો ગાંધર્વ મહાવિદ્યાલયની અંકનપદ્ધતિ જ પાયા તરીકે ઉત્તમ જણાઈ છે.

સંગીતનો વારસો ઉછરતી પેઢીને સોંપવો હોય તો તેની પાસેથી સંગીતની કેટલીક કસરત જરૂર કરાવવી જોઇએ. અમુક કસરત વગર અવાજ કેળવાતો નથી, કાન તૈયાર થતા નથી, અને સંગીતનું હાર્દ સમજવાની લાયકાત પણ આવતી નથી. પણ કસરતરૂપ સંગીત અને ભાવવાહી સંગીત હમેશાં જુદું જુદું રાખવું જોઇએ. સંગીતની કસરત અત્યંત આવશ્યક છે, પણ તે પ્રદર્શનયોગ્ય નથી. કુસ્તીબાજ લોકો કુસ્તીના તંબુમાં દંડબેઠક કરી બતાવતા નથી. આ ભેદ નહિ જાણવાથી કેટલાક ગાયકો ભાવપૂર્ણ ગીત ગાતી વખતે વચમાં જ કસરતમાં ઉતરે છે અને બધું વિરસ કરી નાખે છે. તેમની કસરત પ્રશંસનીય તો છે ખરી, પણ ભાવનું ખૂન થાય એ કેમ સહ્યું જાય? જેમ ગમે તેવા આલાપ લેતા છતાં ગાયકો સમ સાધે છે તેમ રસ પણ જો બરાબર સાધે તો પૃથ્વી ઉપર સ્વર્ગ આવ્યાનો આનન્દ થાય.

ભાવવાહી સંગીતના પણ બે વિભાગ હોય છે. કેટલુંક સંગીત પોતાની સ્વરરચના અને આલાપથી જ હીન વિકારોને ઉદ્દીપિત કરે છે. આ સંગીત અશિષ્ટ હોય છે, જ્યારે બીજું સંગીત વિકારશામક અને શુભ ભાવનાનું પોષક હોય છે. આ ભેદ જાણુવાની અને જાળવવાની જરૂર બહુ જ છે. એ દિશામાં પ્રયત્ન કરનાર સુરુચિસંપન્ન વિદગ્ધ લોકો બહુ ઓછા છે. અને આજનો જમાનો તો જીવનમાં તેમજ સાહિત્યમાં સ્વચ્છંદ અને ઉચ્છૃંખલતાને પ્રતિષ્ઠા આપનારો છે. એટલે આ કામ અઘરૂં છે એમાં શંકા નથી.

જીવનના દોષો ફિલસુફીમાં ઉતરે છે, સમાજશાસ્ત્રમાં ઉતરે છે, સાહિત્યમાં ઉતરે છે. પછી કળામાં કેમ ન ઉતરે? સાહિત્યમાં જ જુઓ. પ્રથમ રાજારાણીનું, વીર પુરુષોનું અને દેવદેવીઓનું સાહિત્ય લખાતું પ્રજા અને સેના એ તો ચિત્રની પૂરણી રૂપ જ. આજકાલ નવરાશ ભોગવનાર મધ્યમવર્ગ વિષેનું જ સાહિત્ય મોટે ભાગે લખાય છે. નવલકથાનો નાયક મોટે ભાગે કોઇ ડાક્ટર, બૅરિસ્ટર, વકીલ કે જાગીરદાર જ હોય છે. મહાન મહાન વિચારકો પણ ઘણીવાર જમાનાના દોષોથી પર રહી શકતા નથી. ઍરિસ્ટોટલ જેવા વિશ્વવ્યાપી બુદ્ધિવાળા ફિલસુફને પણ ગુલામીની પ્રથા સ્વાભાવિક લાગી. શંકરાચાર્ય જેવા અદ્વૈતવાદી પણ વેદનું ઉચ્ચારણ સાંભળનાર અન્ત્યજને સજાપાત્ર ગણતા. મનુમહારાજને પણ લાગતું, ન સ્ત્રી સ્વાતંત્ર્યમર્હતિ। ભક્તકવિ તુલસીદાસે તો ઢોરગમાર સાથે સ્ત્રીને પણ તાડનનો અધિકાર ઉદારતાથી આપી દીધો. સમાજના દોષો સાહિત્યમાં આવવાના જ. રોમન અને ગ્રીક કળા પણ આ કારણસર દુષ્ટતાના ચેપથી મુક્ત રહી નથી, કેમકે રોમન અને

ચીક લોકોનું જીવન ચાબખા ખાઇને કામ કરનાર ગુલામો પર જ રચાએલું હતું. ઈજિપ્તની પીરામીડો ગમે તેટલી ભવ્ય હોય, પણ અલ્પજીવી બાદશાહોએ પોતાની પાર્થિવ કાયા શાશ્વત કરવા રચેલાં કબરસ્તાનો જ છે. એક લાખ લોકો વીસ વરસ સૂધી તેમના જીવતા રાજાની કબર બાંધવા માટે પરસેવો ઉતારે એ સામાજિક સ્થિતિ કેવી! અને એ સમાજે પ્રગટ કરેલી કળા આસુરી ન હોય તો આશ્ચર્ય નથી ? વિજયનગરનાં ભવ્ય ખંડેરો અને ફૂલના ઢગલા જેવો દેખાતો તાજમહાલ જોઈને આપણે ગમે તેટલા તાજુબ થતા હોઈએ તોપણ તેની પાછળ ગરીબોની હાય રહેલી છે એ જોતાં વેંત જો આપણામાં માણસાઈ હોય તો આપણો બધો રસ ઉતરી જવો જોઇએ. શુદ્ધ સંગીત નિષ્પાપ, તેજસ્વી અને કારુણ્યમય જીવનમાંથી જ સંભવી શકે છે. કેમકે સંગીત એ ભાવનાની નૈસર્ગિક ભાષા છે. જેવું જીવન તેવી ભાવનાઓ. જેવી ભાવનાઓ તેવું સંગીત.

સંગીત એટલે એકલું ગાયન નહિ. ગાયન, વાદન, નર્તન અને હાવભાવ એ બધાંનો સંગીતમાં સમાવેશ થાય છે. આપણે ત્યાં ગાયનવાદનનો પ્રચાર તો ઠીક છે, પણ નર્તન કંઇક દરજ્જે ગૌણ ગણાય છે. એનું કારણ મર્દાની નર્તન ભૂલાયું હોય અથવા લોકોનાં શરીરો નર્તનયોગ્ય રહ્યાં નહિ હોય. નર્તન ગાયન કરતાં વધારે ઉદ્દીપક થવાનો સંભવ છે એ કારણે પણ નર્તન જૂના લોકોમાં અળખામણું થઈ પડ્યું હોય. મંદિરોમાં ઘણીવાર ભક્તો નર્તન કરે છે. ગુજરાતમાં ગોપરાસ, ડાંડિયારાસ, ગરબીઓ વગેરે નર્તનના કેટલાક પ્રકારો રૂઢ છે જ. કેટલીક જંગલી ગણાતી પણ નિષ્પાપ જીવન ગાળતી કોમોમાં સ્ત્રીપુરુષોના મિશ્ર રાસ પણ જોવામાં આવે છે.

ગાયન, વાદન, નર્તન એ ત્રણનો મેળ થયો એટલે સંગીત પૂરું થયું એમ નથી. આપણા પૂર્વજોએ રાગરાગણીઓના સ્વરૂપો અને ધ્યાનો કલ્પ્યાં છે. ઋતુ, સમય, ચિત્રકળા, ગંધ, રૂપ, બધી જ વસ્તુના સહકાર સાથેનું સંગીત તેમણે કલ્પ્યું છે. રેખા, વર્ણ અને રૂપ; ગંધ, રસ અને સમય; રચના, ઔચિત્ય અને તારતમ્ય; ન્યાય, કારુણ્ય અને પ્રેમ; આ બધાંનો સંગીત સાથે અવિરોધ અથવા સંવાદ ઉભો કર્યા વગર સંગીત સંપૂર્ણ થયું ન ગણાય. જીવનનાં અંગપ્રત્યંગોમાં જ્યાં સુધી જરા પણ વિસંવાદ રહે ત્યાં સુધી જીવનવ્યાપી સંગીત સંભળાય જ નહિ. જ્યારે માણસ માણસ વચ્ચે, પશુ માણસ વચ્ચે, વનસ્પતિ અને માણસ વચ્ચે એકતાનો સંબન્ધ બંધાશે, જ્યારે બધાં એકહૃદય થશે ત્યારે જ ચિરઅપેક્ષિત વિશ્વસંગીતનો આરંભ થશે. શુદ્ધ નીતિ, સદાચાર પાવિત્ર્ય એ આ વિશ્વસંગીતનું વ્યાકરણ છે. અહિંસા અને આત્મૌપમ્ય એ એનો અંતિમ રસ છે.

## પ્રણયપરાજય*

'ચિત્રાંગદા'નો ગુજરાતી અનુવાદ મેં પહેલવહેલો વાંચ્યો ત્યારે તે આવૃત્તિ ખલાસ પણ થઈ ગઈ હતી. અનુવાદકો સાથેનો મારો પરિચય તે વખતે નવેનવો હતો. એક દિવસ પાંચ છ જણા અમે રવીન્દ્રનાથની આ કોમલ કૃતિની ચર્ચા કરતા હતા. કવિનું મૂળ બંગાળી, તેનો જ કરેલો અંગ્રેજી અનુવાદ અને કષાયમધુર શૈલિમાં કરેલો આ ગુજરાતી અનુવાદ ત્રણે અમારી સામે હતાં. ચર્ચાને અન્તે શ્રી. નરહરિભાઇએ મને પૂછ્યું, 'આની બીજી આવૃત્તિ કાઢીશું, તમે તેને માટે પ્રસ્તાવના લખશો?' ઉત્સાહમાં મેં હા પાડી. તે વખતે મને ગુજરાતી લખતાંયે આવડતું નહોતું અને સુંદર સુંદર ગ્રન્થોને પોતાની પ્રસ્તાવના જોડી દઇ સોંઘી પ્રતિષ્ઠા મેળવવાનો ધંધો પણ શીખ્યો નહોતો. તે વખતના અને આજના વિચારોમાં કેટલુંયે અંતર પડ્યું છે. જમાનો પલટાયો કહું તોપણ ચાલે. પણ મૂળ કરેલો સંકલ્પ કંઈ છોડે? પ્રણયસાહિત્ય આજકાલ ગાડાં ભરીભરીને તૈયાર થાય છે. સંયમ અને સદભિરુચિની મર્યાદા

* 'ચિત્રાંગદા'ની પ્રસ્તાવના

ઓળંગવામાં અહમહમિકા ચાલી રહી છે. ભોગ અને આનંદ વચ્ચેનો ભેદ જાણે ભૂંસાઈ ગયો છે. એવે સમયે પ્રસ્તાવના લખવા બેઠો છું. જે વખતે આખો દેશ સંજીવની વિદ્યા પ્રાપ્ત કરવાને મથી રહ્યો છે, જે વખતે સાચા જુવાનો કહી રહ્યા છે, 'સંજીવની વિદ્યા આખા દેશને અર્પણ કરીને તેને નૂતન દેવત્વ આપીએ ત્યારે જ અમારૂં જીવન સાર્થક થશે; અમારૂં સુખ તે પહેલાં અમે નથી વિચારવાના;' ત્યારે પ્રણય મોહક વાણીમાં કહે છે, શું વિદ્યાને માટે જ લોકો દુનિયામાં કષ્ટ વેઠે છે? રમણીને માટે કોઈ નરે મહાતપ કર્યું નથી? હાય, વિદ્યા જ માત્ર દુર્લભ, અને પ્રેમ શું આટલો સુલભ! એક તરફ વિદ્યા—સંજીવની વિદ્યા—સ્વરાજ્યવિદ્યા, અને બીજી તરફ પ્રણય આજ બંને એકે દિવસે સ્વીકારને અર્થે આવ્યાં છે. એમાંથી જે જોઇએ તે પસંદ કરી લો. પ્રણય પણ સહસ્ર વર્ષની સાધનાનું ધન થઇ શકે છે. રહી જાઓ, રહી જાઓ, એમાં શું જાય છે? યશના ગૌરવમાં સુખ નથી. આ વેણુમતી તીરે બીજું બધું ભૂલી આપણાં વિશ્રબ્ધ મુગ્ધ હૈયાં આ નિર્જન વનચ્છાયા સાથે મેળવી દઇ અભિનવ સ્વર્ગલોક રચીશું. મિત્ર, હવે તું મારી આગળ બંદી થઈ પડચો છે. એ બંધન તોડવાનું નથી તારૂં ગજું. ઇન્દ્ર હવે તારો ઇન્દ્ર નથી.'

આવો વખત પ્રણયમીમાંસાની ચર્ચા કરવાને અનુકૂળ ગણાય ખરો? પણ પ્રવાહપ્રાપ્ત કાર્ય કર્યે જ છૂટકો.

૧

માણસનો પુરુષાર્થ શો હોવો જોઇએ એ વિષે શાસ્ત્રોએ ગમે તેટલો ઉર્ધ્વબાહુ પોકાર કર્યો હોય તોપણ

સનાતન કાળથી માણસે રમણીહૃદયનું સ્વામિત્વ મેળવી ઐહિક અદ્વૈત સાધવામાં જ ઘણી વાર પુરુષાર્થ માનેલો છે. વિશ્વ-વિધાતાની આદ્ય પ્રેરણા ફરીફરી દરેક હૃદયમાં પ્રગટે છે અને નવીનવી રીતે સફળ થાય છે. એ પ્રેરણાનું સ્મરણ કરવું, ચિન્તન કરવું, એની મીમાંસા કરવી એ માનવી ચિત્તનો એક આહ્લાદજનક વ્યાપાર થઇ પડચો છે. તેથી જ સર્વ દેશોમાં અને સર્વ કાળે સમર્થ અને અસમર્થ કવિઓએ આ વિષય પર તેમની શક્તિ અજમાવી છે. ભાષા, રિવાજ અને આદર્શના ભેદને લીધે એક સમાજનું સાહિત્ય બીજો સમાજ સમજી શકતો નથી, પણ પ્રેમની ભાષા સાર્વભૌમ છે. તેથી જ કાલીદાસનું હૃદય ગેટે સમજી શકે છે, અને ગેટેએ કરેલી નાટચમીમાંસા રવીન્દ્રનાથ ઉપયોગમાં આણી શકે છે.

કાલિદાસનું 'શાકુંતલ' વાંચી ગેટેએ એક જ સુભાષિતમાં નાટકનું હાર્દ અને પોતાનો આનંદ બતાવી દીધાં છે. એ જ હાર્દ હૃદયસ્થ કરી રવીન્દ્રનાથ ઠાકુરે 'ચિત્રાંગદા' લખ્યું છે. લાવણ્યવતી રમણીને અલંકારની જરૂર ન હોય એ ન્યાયે કવિએ આ નાટકમાં એ હાર્દનો એકમાત્ર રસ જ રાખેલો છે. વિધિનો પ્રકોપ, વિપ્રલંભની વેદના, સંવિધાનકની અદ્ભુતતા, પરિસ્થિતિની વિવિધતા, વગેરે કશા સાધનની મદદ લીધી જ નથી. કાલિદાસે 'શાકુન્તલ'ના સાત અંકમાં જે સાધ્યું તે રવીન્દ્રે 'ચિત્રાંગદા'ના એક જ અંકમાં શોભાવ્યું છે. પાર્થિવ સૌંદર્યના દર્શનથી આકર્ષણનો ઉદ્ભવ થાય છે. આકર્ષણની પરિણતિ આકંઠ વિષયોપભોગમાં થાય છે. આકંઠ વિષયોપભોગ વિષાદનું સ્વરૂપ પકડે છે. વિષાદમાંથી પ્રેમનું દર્શન થાય છે. પ્રેમ સૌન્દર્યનું કવચ ભેદી સત્યને જાણવા ચાહે છે. અને

સૌન્દર્યથી ઉત્પન્ન થએલી ઉત્કંઠા સત્યના સાક્ષાત્કારથી શમી જાય છે.

કવિએ ચિત્રાંગદાને એક નિસર્ગમૂર્તિ રમણી કલ્પેલી છે. તે નથી જાણુતી લજ્જા, ભય કે અંતઃપુરવાસ. નથી જાણુતી હાવભાવ કે વિલાસચાતુરી. પુરુષવેશે વિહરે છે, રાજકાજ કરે છે. ધનુર્વિદ્યા શીખી છે. માત્ર શીખી નથી નયનકોણેથી મદનનું પુષ્પધનુ ખેંચતાં. ગાઢ વનમાં તે અર્જુનનું દર્શન કરે છે. અર્જુનની અચલ આત્મસ્થિત મૂર્તિ જોતાં તેને ભાન થાય છે કે એક પુરુષ સામે તે એક સ્ત્રી ઉભી છે. વીર નર સામે વીર રમણી. તે અર્જુન આગળ નિસર્ગસહજ વાત કરે છે. અર્જુન વિરક્ત દશામાં છે. તેણે બ્રહ્મચર્યનું વ્રત લીધું છે. વૈરાગ્યને કામ ચળાવી ન શકે. ખંડિતા નારી સૌન્દર્યની ઉપાસના કરે છે. સૌન્દર્ય આગળ વૈરાગ્ય ક્યાં સૂધી ટકે? રવીન્દ્રનાથ વૈરાગ્યના બળને ઝાઝું માન નથી આપતા. તેમની સાધના કઠોરકર્કશ નથી. ફૂલમાંથી ફળ પ્રગટે તેમ સહજ ભોગમાંથી શાન્તિ પ્રાપ્ત થાય એવી મધુર સાધના તેઓ સૂચવે છે. વૈરાગ્યમાં દુનિયાનો નિષેધ છે, અનુભવ નથી; અતૃપ્તિ છે, સમાધાન નથી. તેથી અણી પર ઉભા કરેલા શંકુ જેવી તેની સ્થિતિ છે. દરેક ક્ષણે તેને અધઃપાતની બીક હોય જ.

મદન અને વસન્તની મદદથી રૂપરાશિ બનીને રંભા શુકને કે નારાયણને લલચાવવા જાય, ભીલડી મહાદેવને લલચાવવા જાય, મેનકા વિશ્વામિત્રને લલચાવવા જાય તેમ આ પર્વતકન્યા અર્જુન આગળ જાય છે. અર્જુન પડે છે. પણ ચિત્રાંગદા પસ્તાય છે અને શુદ્ધ પ્રેમથી અર્જુનને ચેતવે છે કે 'આ હું નથી, હું નથી. મિથ્યાની ન કરો ઉપાસના.

તમારું શૌર્ય, વીર્ય, મહત્ત્વ મિથ્યા વસ્તુને પદે ન ધરો. જાઓ પાછા ફરો.' પણ રૂપહુતાશન ભભુકી ઉઠે છે, બળે છે ને બાળે છે.

ચિત્રાંગદા જુએ છે કે આ બધું શાપરૂપ છે. એની કાયા જ જાણે એની સપત્ની થઇ છે. સાચો પ્રેમ, પ્રેમ કરનારને કે પ્રિય વસ્તુને અપમાનિત ન જ કરે; પછી છેતરે ક્યાંથી? અર્જુન તો મોહાન્ધ છે, પણ ચિત્રાંગદા જાણે છે કે આ માયામાંથી સત્ય પ્રગટ કરવાનું છે, અનિત્ય અને ઉછીના સૌન્દર્યમાંથી સ્થાયી પ્રેમનો સંભવ સાધવાનો છે. એટલે ક્રમે ક્રમે તે અર્જુનને જાગૃત કરે છે. આનન્દચંચલ દિવસો પૂરા થાય તે પહેલાં, હર્ષઅચેતન વર્ષની અવધિ આવે તે પહેલાં અર્જુન અસ્વસ્થ બને છે. તેની મૃગયાવૃત્તિ જાગે છે. ચિત્રાંગદા સમો પારખી અર્જુન આગળ એક નવો આદર્શ મૂકે છે. રાત્રિની ક્રીડાસહચરી દિવસની કાર્યસહચરી થાય, વામ બાહુ સમ દક્ષિણ બાહુની સતત અનુચરી થઈ રહે એ તે આદર્શ. અર્જુન પણ જુએ છે કે અંગહીન, શબ્દહીન પ્રેમ પ્રતિક્ષણે તેના અંતરમાં પરિતાપ જગવે છે. તે બોલી ઊઠે છે, 'તેજસ્વિનિ, તારો કંઇક પરિચય મહીંમહીં તારી વાતોમાંથી મને મળે છે. તેના આગળ તારો આ સૌન્દર્યરાશિ મને કેવળ માટીની મૂર્તિ લાગે છે, કોઈ નિપુણ ચિત્રકારે ચિતરેલી જવનિકા લાગે છે.' અધીરો થઇ તે સત્યને અપટીક્ષેપ કરી બહાર આવવા વીનવે છે. ભૂષણની ઉપાધિરહિત એવા શુદ્ધ સત્યને માટે, અંતરમાં અને બહાર પ્રકાશ પાડતા સત્યને માટે તે તલસે છે. 'ક્યાં છે તે તારું સત્ય? આપ મને તે સત્ય. મારામાં જે સત્ય હોય તે તું લે. ખરૂં મિલન તો ત્યારે જ થશે; ચિરકાલીન,

શ્રાંતિહીન.' જે Naked Poverty (શોભાશૂન્યતા)થી ચિત્રાંગદા શરમાતી હતી તેને જ અર્જુન Naked Dignity (અકૃતિમ શોભા) તરીકે ઓળખવા લાગ્યો, તેને માટે તલસવા લાગ્યો. તાપક્લિષ્ટ લાવણ્યની પાંખડી આપોઆપ ખરી પડી, અને વીરરમણી પોતાના ખરા ગૌરવમાં પ્રગટ થઇ. યૌવનઉત્સવ સમાપ્ત થયો અને ચિત્રાર્જુનને નૂતન સૌભાગ્ય પ્રાપ્ત થયું.

૨

આપણા સાહિત્યમાં સ્ત્રીઓના અનેક આદર્શો ચિતરેલા છે. સતીથી માંડીને વસંતસેના સુધી ત્રણે સપ્તકના સૂર સંભળાય છે. સીતા જુદી, દમયંતી જુદી, સાવીત્રી જુદી, દ્રૌપદી જુદી, ઉર્મિલા જુદી, ગાંધારી જુદી, હરિશ્ચંદ્રની તારામતી જુદી, મદાલસા જુદી, અને ચુડાલા જુદી. સંન્યાસી પિતા પાસે વારસો માગવા પોતાના દીકરાને મોકલનાર યશોધરા જુદી. અમૃતત્વની જ ઇચ્છા રાખનાર મૈત્રેયી જુદી. બુદ્ધશિષ્યા નકુલમાતા પણ એક સ્વતંત્ર આદર્શ છે. મંદોદરી, વિદુલા અને નજીકના જમાનામાં આવીએ તો મીરાં, મુક્તાબાઇ, તુલસીદાસની સ્ત્રી, જસવંતસિંગની સ્ત્રી, અને અહલ્યાબાઇ—ગમે તેટલા આદર્શો—સ્વતંત્ર અવનવા આદર્શો આપણે ત્યાં પડેલા છે. રવીન્દ્રનાથે મહાભારતમાંથી ચિત્રાંગદાનો ઉદ્ધાર કરી એક ગૌરવાન્વિત તેમજ રસિકપ્રિય એવો આદર્શ આપણી આગળ ઉભો કર્યો છે.

ભગવાન ઉમાપતિના મહાવરને પણ વ્યર્થ કરી પ્રભંજનના વંશમાં ચિત્રાંગદા પ્રથમ કન્યા જન્મી. 'તારા વંશમાં કદી કન્યા નહિ જન્મે' એવા અમોઘ દેવવાક્યને પણ અભિભૂત કરી આ અબળાએ જન્મ લીધો. પિતાએ નાનપણથી તેને પુરુષવેશ

આપ્યો, ક્ષાત્રોચિત કેળવણી આપી. પ્રજાને તો ચિત્રાંગદા માતા અને પિતા બંને હતી. સ્નેહમાં રાજમાતા ને શૌર્યમાં યુવરાજ. તે માનતી કે પોતાના જ ભુજબળે અર્જુનની કીર્તિ ઝાંખી કરીશ, અમોઘ લક્ષ્ય સાધીશ, પુરુષના કપટવેશમાં અર્જુન પાસે યુદ્ધ માગી તેમને મારા વીરત્વનો પરિચય આપીશ. પણ મહાદેવના વરનું જ્યાં કંઇ ચાલ્યું નહિ ત્યાં પુરુષવેશ અને મણિપુરના રાજ્યની મૃગયાશીલતાનું ક્યાં સુધી ચાલવાનું હતું? અભિમાની ચિત્રાંગદા ખંડિતા થઇને કહે છે, 'આટલા દિવસે મને જણાયું કે સ્ત્રી થઇ પુરુષનું મન ન જીતી શકી તો બધી વિદ્યા વૃથા છે. અબળાના મૃણાલશા કોમળ બાહુ આ કઠિન સબળ બાહુના કરતાં શતગણા બળવાન છે. ધન્ય છે તે મૂર્ખ, મુગ્ધ, ક્ષીણ તનુલતાને, જે બીજાને અવલંબીને રહે છે! ધન્ય છે તે લજ્જાળુ અવનતાંગી સામાન્ય લલનાને, જેના ભીરુ નેત્રપાત આગળ સમસ્ત વીર્યબળ અને કંઇ કંઇ તપસ્યાનાં તેજ પરાભવ માને છે!' જાણે કલ્પતરુ નીચે બેઠી હોય તેમ તેની એ ઇચ્છા સફળ થઈ.

કલ્પના તૃપ્ત ન થાય ત્યાં સુધી જ તે મીઠી લાગે છે. માયાલાવણ્યના વિજયથી તે પરાજિત થઈ, અને તેણે રમણી-હૃદયનો પવિત્ર વિજય મેળવવાનો નવો સંકલ્પ કર્યો. અર્જુનને તે સમજાવે છે કે 'સૌંદર્યપુષ્પને નામ, ધામ, ગોત્ર, ગૃહ, દેહ, વાચા જેવાં સહસ્ર માનવબંધનોમાં બંધાય એમ નથી. તે કેવળ મેઘની સુવર્ણપ્રભારૂપ, કુસુમની ગંધરૂપ, તરંગની લીલારૂપ હોય છે.' તેમાં સત્ય ન હોય. અર્જુન જ્યારે તે સત્યને ચાહે છે ત્યારે ચિત્રાંગદા કટાક્ષથી કહે છે, 'સ્ત્રી જ્યારે કેવળ સ્ત્રી હોય, કેવળ ધરણીની શોભારૂપ, કેવળ પ્રકાશરૂપ, કેવળ સ્નેહરૂપ હોય,

અનેક સુમધુર વિભ્રમ અને નાના પ્રકારનાં લાડ કરતી ક્ષણેક્ષણે હળે, વળગે, વીંટળાય, હસેરડે, સેવા અને સ્નેહની શીળી છાંય છાઇ સદાય જોઇ રહે તો જ તેનો જન્મ સાર્થક છે. તેને કીર્તિ, વીર્ય, પાંડિત્ય શા ખપનાં છે?... હાય હાય સ્ત્રીના સૌંદર્ય પર આજ એટલી બધી અરુચિ થઇ ગઇ છે કે સ્ત્રીમાં પૌરુષનો સ્વાદ શોધવા નીકળ્યા છો! રાત્રિની ક્રીડાસહચરી દિવસની કાર્યસહચરી થાય, વામ બાહુ સમ દક્ષિણ બાહુની સતત અનુચરી થઇ રહે તો શું તે આપના વીર હૃદયને રુચશે?' આખરે અર્જુન જ્યારે ચિત્રાંગદા પાસે તેનું ભૂષણની ઉપાધિરહિત શુદ્ધ સત્ય માગે છે ત્યારે તે પોતાનું અક્ષય, અમર રમણીહૃદય અર્પણ કરે છે અને કહે છે, 'હું ચિત્રાંગદા છું. નથી હું દેવી કે નથી કોઇ સામાન્યા. પૂજા કરી માથે ધરી રાખો તેવીયે હું નથી, તેમ અવગણના કરી પછી માત્ર તેનું ભરણપોષણ કર્યા કરો તેમાંનીયે હું નથી. સંકટના પંથમાં મને આપની પાસે રાખો. આપની ગૂઢ ચિંતામાં મને ભાગ લેવા દો. આપના કઠિન વ્રતમાં સહાય થવા મને અનુમતિ આપો આપના સુખઃદુખની મને સાથી બનાવો. ત્યારે જ આપને મારો પરિચય થશે. આપના જે સંતાનને હું ગર્ભમાં ધારણ કરી રહી છું તેને બાળપણથી જ વીરશિક્ષણ આપી તેને બીજો અર્જુન બનાવી એક દિન તેના પિતાને ચરણે ધરીશ ત્યારે જ મને ઓળખી શકશો.'

આટલા જ શબ્દોમાં સહધર્મચારિણીની પ્રતિભા તથા કર્તવ્યનો કવિએ અતિ સુંદર ખ્યાલ આપ્યો છે.

આવી રીતે એક અત્યંત નાનકડી વસ્તુમાંથી કવિએ પોતાની પ્રતિભાને બળે બે કાર્યો સાધ્યાં છેઃ એક ગેટએ

શાકુંતલમાં જોએલા પ્રેમવિકાસના ક્રમનો એક સુંદર નમૂનો બતાવવાનું, અને બીજું સ્ત્રીસ્વાતંત્ર્ય અને સ્ત્રીગૌરવનો એક નૂતન પણ આર્ય આદર્શ નિર્માણ કરવાનું. "મોહમય હોઇ જે પ્રેમ અકૃતાર્થ છે તે જ પ્રેમ મંગલમય થઇ કૃતાર્થ બને છે. સૌંદર્યને સંયત રાખનાર ધર્મભાવના જ અચળ છે. અને પ્રેમનું શાંત, સંયત, કલ્યાણરૂપ જ શ્રેષ્ઠ રૂપ છે. સંયમમાં જ સૌંદર્યની યથાર્થ શ્રી છે. અને ઉચ્છૃંખલતામાં તેની વિકૃતિ થાય છે. પ્રેમ એ જ પ્રેમનું અંતિમ સાર્થક્ય નથી. મંગલ જ પ્રેમનું પરમ લક્ષ્ય છે. પ્રેમ જો વંધ્ય હોય, પોતામાં જ સંકીર્ણ થઇ રહે, અને કલ્યાણને જન્મદાન ન દે, તથા સંસારમાં, પુત્રપુત્રીમાં અને અતિથિ તેમ પડપડોશીઓમાં વિચિત્ર સૌભાગ્યરૂપ વ્યાપ્ત ન થાય તો તે સુંદર નથી, સ્થાયી નથી."

રવીન્દ્રનાથે ચિત્રાંગદાને ચીતરી એ પણ બતાવ્યું છે કે સ્ત્રી કુટુંબની કે સમાજની ચિંતાઓ માથે લે, પુરુષાર્થમાં પોતાનો ભાગ માગી લે, પોતાનો જીવનવ્યાપાર સ્વેચ્છાએ નિયંત્રિત કરે તોપણ સ્ત્રીનું હૃદય સ્ત્રીહૃદય જ રહેવાનું, બલકે વધારે ઉન્નત અને રમણીય થવાનું. સ્ત્રીસ્વાતંત્ર્યથી સ્ત્રીની કોમળતા, ભાવપરાયણતા અને પવિત્રતા ઓછી થવાને બદલે વધારે સત્ય અને સંપૂર્ણ થવાની.

વૈરાગ્ય વિષેની રવીન્દ્રનાથની ફિલસુફી આજના જમાનાને ચાહે તેટલી મધુર લાગે તોપણ તે યથાર્થ છે એવી પ્રતીતિ નથી થતી. ઐહિક દૃષ્ટિએ જીવન સમૃદ્ધ કરવું હોય, પ્રવૃત્તિનું સમાધાન મેળવવું હોય તો વૈરાગ્યનો રસ્તો કામનો નથી. ત્યાં તો ભુક્તિ અને મુક્તિનો સમન્વય બોધનાર તન્ત્રમાર્ગ જ શ્રેષ્ઠ છે. એથી ઊલટું, આત્મવિજય, આત્મસાક્ષાત્કાર અને

અખંડ શાંતિના ભૂખ્યા માણસને સર્વ ધર્મના સાધુઓએ ઉપદેશેલો ઇંદ્રિયનિગ્રહનો—વૈરાગ્યનો માર્ગ જ ગ્રહણ કર્યે છૂટકો છે. અપ્રતિમ સૌંદર્ય આગળ જ્યારે વૈરાગ્ય પરાભૂત થાય છે ત્યારે આત્મા પણ સંકુચિત થાય છે અને વિશ્વમાંગલ્યને આઘાત પહોંચે છે, એ સનાતન સત્ય મિથ્યા કરી બતાવનાર સાધના હજી લગી તો યોજાઇ નથી.

૩

'વિદાય-અભિશાપ' એ કંઈ અપૂર્વ વાર્તા નથી. દ્યાવાપૃથિવીના આકર્ષણની પેઠે નારનારીનું આકર્ષણ હમેશનું છે. પણ લજ્જાનું પાવિત્ર્ય પણ તેની સાથે હોય જ છે. આત્મગૌરવનો ખ્યાલ કોરે મૂકી પુષ્પધન્વાના શરથી અભિભૂત થયાનો એકરાર પ્રથમ કોણ કરે (Who shall propose first?), એ પ્રણયશાસ્ત્રમાં એક મોટો મહત્ત્વનો સવાલ હોય છે. યુરોપીઅન આદર્શ કહે છેઃ 'સ્ત્રી તો માનિની જ હોય, હમેશાં આત્મસ્થિત હોય. તે ભાન ભૂલે તો તેની પ્રતિષ્ઠા ક્યાં રહી? પુરુષ જ પ્રથમ તેનો અનુનય કરે. શરીરે અબલા, જીવને આશ્રિત, હૃદયે કોમળ એવી સ્ત્રીજાતિએ પોતાનું લજ્જાનું કવચ અંત લગી સાચવી જ રાખવું જોઇએ. ભક્તની જેમ પુરુષ તેની આરાધના કર્યાં જ કરે. અન્તે ભક્તિથી સંતુષ્ટ થઇ પ્રણયદાન કરે તો તે પ્રસાદરૂપ જ. એમાં જ નારીની પ્રતિષ્ઠા રહેલી છે.' આ આદર્શ યોગ્ય નથી એમ કોણ કહી શકે? આપણો આદર્શ પણ નારીપ્રતિષ્ઠા પર જ રચાએલો છે. સ્ત્રી એ પવિત્ર મૂર્તિ. તેના તરફ વાસનાની દૃષ્ટિએ જોવાય જ કેમ? અનુનય, ભક્તિ, આરાધના એ બધું ઠીક છે, પણ સ્ત્રીની અનુકૂળતા વગર તે શુદ્ધ અપમાન જ છે.

સંયમપૂર્વક બધી આરાધના દબાવ્યે જ છૂટકો. પોતાની માત્રતાની ખાતરી થાય નહિ ત્યાં સુધી તે સ્પર્શક્ષમ રત્ન નથી પણ દાહાત્મક અગ્નિ જ છે. પુરુષ સંયમ છોડે તો નારીપૂજાના ધર્મમાંથી તે ભ્રષ્ટ થાય. પુરુષને તો માત્ર માનસિક પૂજા કરવાનો જ અધિકાર. સ્ત્રીનો પ્રેમ ઉપનિષદના આત્માની પેઠે यमेवैष वृणुते तेन लभ्य : तस्यैष आत्मा विवृणुते तनूं स्वाम्.

એ વ્યક્તિના સંબંધમાં જ્યારે વરપક્ષ અને ગૌણ પક્ષ, શ્રેષ્ઠ અને કનિષ્ઠ એવો ભેદ હોય છે ત્યારે ગૌણ પક્ષે આત્મ-ગૌરવ સાચવવું એમાં જ ઔચિત્ય રહેલું છે. સ્ત્રીને અબળા ગણી તેને પુરુષના દાક્ષિણ્યની અધિકારી બનાવવામાં તેની પ્રત્યે એક પ્રકારની અનુકંપા હોય છે. આ માન્યતામાં સ્ત્રીઓ પ્રત્યેનો વિવેક સચવાય છે. પણ સ્ત્રીનો પક્ષ ગૌણ છે એ સિદ્ધાંત પર તે રચાએલો હોય છે. બીજી બાજુ સ્ત્રીને પ્રણયપ્રાર્થનાની છૂટ રાખવામાં સ્ત્રીને સ્વતંત્ર અને શક્તિ-રૂપિણી ગણેલી હોય છે. શેક્સપીઅરની જુલિયટ એકાંતમાં રોમિયો વિષેની તેની ઉત્કંઠા બોલી જાય છે, અને રોમિયોએ તે સાંભળી છે એમ જાણતાં જ લજ્જાથી સંકુચિત થઇ જાય છે. એથી ઉલટું, કાલિદાસની શકુંતલા પ્રણયદગ્ધ થઇ तव न जाने हृदयम् વાળો નિર્વ્યાજ શ્લોક પોતાને હાથે લખી દુષ્યંત પર મોકલે છે અને રાજા જ્યારે આતુર થાય છે ત્યારે पौरव रक्ष विनयम् કહી તેને તેની મર્યાદાનું પણ ભાન કરાવે છે.

પણ આ બધા વિવેકનો વિચાર સમાજમાં સંસ્કૃતિ અને કૃત્રિમતા આવ્યા પછી જ કરવો પડે છે. સમાજની નિસર્ગમુગ્ધાવસ્થામાં પ્રકૃતિનું આકર્ષણ અને નીતિનું બંધન એ બે જ વસ્તુ પ્રેરક કે નિયામક હોય છે. કચદેવયાનીનો

પુરાણપ્રસિદ્ધ સંવાદ એ જમાનાનો એક વિશિષ્ટ નમૂનો છે. મને લાગે છે કે આ સંવાદનું મૂળ છેક ઋગ્વેદમાં આવેલા યમયમી સંવાદમાં છે. મહાભારતકારે અસાધારણ કળા વાપરી દેવયાનીને કચની ગુરુભગિની બનાવેલી છે અને કચને જીવિતદાન જેવા ઉપકાર તળે કચરાએલો બતાવ્યો છે. માનસશાસ્ત્રના ઊંડા અભ્યાસીઓ જાણે છે કે ઉપકૃત વ્યક્તિ બદ્ધ હોઈ તેનો સ્નેહ સકારણ હોય છે. પણ ઉપકારી વ્યક્તિ ઉપકારની ક્રિયા દ્વારા જ જે સ્નેહ કેળવે છે તે અકારણ, સંકોચરહિત અને શ્રેષ્ઠ હોય છે. વિદાય–અભિશાપમાં દેવયાનીનો આવી રીતે વરપક્ષ છે. અને તેથી પ્રણય પ્રગટ કરવામાં તેને માનહાનિ જેવું કશું જણાતું નથી. દેવયાની એટલી તો નિર્વ્યાજ છે કે માનઅપમાનનો વિચાર સરખો પણ તેના હૃદયને સ્પર્શતો નહિ હોય. છતાં રવીન્દ્રનાથે અત્યંત પ્રૌઢતાથી દેવયાનીને મુખે તેનો પ્રણય પ્રગટ કરાવ્યો છે. પ્રથમ આશા, પછી સંયત પરિસ્ફોટ, ત્યારપછી આશંકા, પછી નિરાશા, અને અન્તે પ્રેમની વિકૃતિરૂપ અભિશાપ—એ આખો ક્રમ કેટલો કાવ્યમય અને હૃદયને હલાવનારો છે! કચના હૃદયમાં તો શુદ્ધ સ્નેહ જ છે. તેની પાપભીરુતા અને ધર્મપરાયણતા એટલી બધી જાગરૂક છે કે સ્નેહની પરિણતિ સ્નેહમાં જ થાય છે, તેનું રૂપાંતર થતું જ નથી. કચ કહે છેઃ

यत्रोषितं विशालाक्षि त्वया चन्द्रनिभानने ।
तत्राहमुषितो भद्रे कुक्षौ काव्यस्य भामिनि * ॥

'હે સુંદરી, જે કુક્ષિમાંથી તું જન્મી છે તે કુક્ષિમાં હું વસેલો છું.' નિયતિનો અટલ સિદ્ધાંત સર્વત્ર ચરિતાર્થ કરી

* મ૦ ભા૦ આદિપર્વ અધ્યા૦ ૭૧, શ્લો૦ ૧૩

બતાવવાની ઉત્સુકતાવાળા મહાભારતકાર કરતાં રવીન્દ્રનાથે વધારે ઔચિત્ય બતાવી કચના મોઢામાં શાપનું વચન મૂક્યું નથી, ઉલટો આશીર્વાદ જ મૂકેલો છે. ખંડિતા દેવયાનીનું અદૃષ્ટ જ ભારે વિચિત્ર લાગે છે. કચના પ્રસંગમાં જેમ તેને દુઃખી થવું પડયું તેમ યયાતિ અને શર્મિષ્ઠાના પ્રસંગમાં પણ તેને વેઠવું જ પડ્યું છે.

પ્રણયના આવા પ્રસંગો આપણા સાહિત્યમાં પાર વગરના છે. અને દરેક ઠેકાણે ધર્મબુદ્ધિ, પ્રણયશક્તિ અને અદૃષ્ટ અથવા નિયતિ આ ત્રણેનું સંમિશ્રણ જુદીજુદી રીતે ફળીભૂત થયું છે. આમાં કેટલાયે પ્રકાર છે જુઓ. એક છેડે રાવણ સીતાનો અનુનય કરે છે, જ્યારે બીજે છેડે દુષ્યંત શકુંતલાને પોતાની કરે છે. પાંડુ રાવણ જેટલો પણ સંયમ નહિ રાખી શકવાથી માદ્રી સાથે મોતને ભેટે છે, જ્યારે અર્જુન તેનું દ્વાદશવાર્ષિક વ્રત તોડીને ચિત્રાંગદાનો સ્વીકાર કરવામાં જ કૃતાર્થ થઇ જાય છે. રંભા જેવી સ્વર્ગીય અપ્સરા સામે જ્યાં શુક અસ્પૃષ્ટ રહી શકે છે ત્યાં ઋષ્યશૃંગ અજ્ઞાનતા પર રચાએલી પવિત્રતા કેટલી અરક્ષિત છે એનો દાખલો આપે છે. શૂર્પણખાના રામ સાથેના પ્રણયથી આપણને હસવું આવે છે, જ્યારે સાવિત્રીની સત્યનિષ્ઠા આર્ય સ્ત્રીઓ માટે સનાતન આદર્શ થઇ બેઠી છે. ચંદ્રસેનાનો રામચંદ્ર વિષેનો અનુરાગ કૃષ્ણાવતારમાં વૃંદાનું રૂપ ધારણ કરે છે એનું આ સ્થાને સ્મરણ થાય છે, પણ તે સ્મરણ ન થયું હોત તો સારૂં એમ જ મનમાં થઇ આવે છે. અર્જુન ચિત્રાંગદાને વશ થાય છે, પણ ઉર્વશી આગળ બૃહસ્પતિપુત્રની પેઠે ધર્મધીર રહે છે અને પાપ કરવા કરતાં વીરને અસહ્ય એવો શાપ જ પસંદ કરે છે. जगतः पितरौ એવાં શિવપાર્વતીનો

અથવા શ્રીકૃષ્ણરુકિમણીનો પ્રણય પણ આપણા કવિઓએ અનેક રીતે ગાયો છે, અને તે રીતે પ્રણયમીમાંસા સમૃદ્ધ કરી છે. માદ્રી અને પાંડુનો પ્રસંગ જેટલો કરુણ છે તેટલો જ યુદ્ધે ચઢતાં પહેલાં વિષય કરનાર ઉત્તરાપતિ અભિમન્યુનો પ્રસંગ પણ હૃદયભેદક છે. કચ અને દેવયાનીનો સંવાદ વાંચતાં ભીષ્મ અને અંબાનું આખ્યાન ધ્યાનમાં આવ્યા વિના રહે ખરૂં ? અને પ્રેમાનંદના વાચકો તપતી અને સંવરણને કેમ ભૂલે ? એ પણ વેદકાળની જ વાર્તા છે ને ! પ્રણયનો મહિમા અપાર છે, તેની શક્તિ અદમ્ય છે, તેથી જ તેના પર વિજય મેળવનાર માણસ સર્વ દેશોમાં વીરોત્તમ ગણાયો છે. ટેનિસનનો લૅન્સલૉટ એક છેડો છે, અને સર ગૅલૅહૅડ બીજો છેડો છે.

પણ આપણે પ્રણયપ્રસંગનું પરીક્ષણ છોડી દઇ કચ-દેવયાનીના સંવાદ તરફ વળીએ. કચ આગળ તો મુખ્ય સવાલ ધર્મનો જ છે. તે નહિ સમજવાથી દેવયાની અનેક રીતે સમજાવવાનો પ્રયત્ન કરે છે. પ્રણય કેટલી મોહક દલીલો વાપરી શકે છે એનું એ એક અસાધારણ પ્રદર્શન છે. આજકાલના વિલાસચતુર યુગમાં યુવકવર્ગ આ સંવાદનું સૂક્ષ્મ નિરીક્ષણ કરે એ બહુ જરૂરનું છે. દેવયાની જ્યાં પ્રેમની વાત કરે છે ત્યાં તેના મનમાં પ્રણય જ રમી રહ્યો છે. કચ તો પ્રેમ અથવા સ્નેહને ખેંચવા નીવડયો જ નથી. તેથી જ તે આખર સુધી પોતાની શુભ ભાવના ટકાવી શકયો છે. પ્રણય એ એક વિકાર છે, તેથી જ તે અવિકારી રહ્યો નથી. પ્રણય પુરુષાર્થને હણવા જાય છે, કૃતજ્ઞતાને નીરસ ઠરાવે છે, યશને ઉતારી પાડે છે, રમણી આગળ વિદ્યાને તુચ્છ ગણે છે, અને આખી દુનિયાને અસત્ય માની 'આપણે બે' સ્વૈર વિહાર કરીશું એવી લાલચ

પાથરે છે. નિષ્પાપ કચે દેવયાનીને ગાયન, વાદન અને નૃત્યના જે પાઠ આપ્યા હતા તેનો આ હાલ જોઈ તેને તો તે લલિતકળા પ્રત્યે તિરસ્કાર જ ઉપજ્યો હશે.

'આપણે બે'! હાય! આ શબ્દદ્વયમાં પ્રણયની સંપૂર્ણ સંકુચિતતા સમાએલી છે. બેને બાદ કરતાં બાકીની તમામ દુનિયાને માયારૂપ ગણનાર કામવિકારની માયાજાળ જીવનનું સાર્થક્ય કેમ મેળવી શકે? તે માંગલ્યનો દ્રોહી છે અને તેથી અપ્રતિષ્ઠિત છે.

પ્રેમ અથવા સ્નેહ અને પ્રણય વચ્ચેનો ભેદ સમજવો જોઇએ. પ્રેમ અનન્ત છે, પ્રણય પરિમિત છે. પ્રેમની પરિણતિ આત્મોત્સર્ગ અને આત્મૌપમ્યમાં છે; પ્રણયની પરિણતિ, પરિણય ઇંદ્રિયતૃપ્તિ અને ગ્લાનિમાં છે. પ્રણયની પેઠે પ્રેમ પુરુષાર્થને હણે નહિ, યશને મલિન કરે નહિ અને 'આપણે બે'ની સંકુચિતતા ધારણ કરે નહિ. પ્રણયમાંથી જે મુક્ત થાય તે જ પ્રેમને ઓળખી શકે છે. પ્રેમ 'વજ્રાદપિ કઠોર' થઈ શકે છે અને 'કુસુમાદપિ મૃદુ' પણ બની શકે છે. પ્રેમમાં નિત્યગૌરવ છે. પ્રણય મોહક છે, સ્વભાવિક છે, વ્યાપક છે, પણ તારક કે પોષક તો નથી જ. પ્રણયને તેને પોતાને સ્થાને રહેવા દઇએ એમાં જ શ્રેય છે. પ્રણયના વિકાસની દૃષ્ટિએ વિચાર કરતાં પણ સંયમમાં જ તેનું પોષણ છે અને શુદ્ધીકરણ છે.

આજકાલ પ્રેમને નામે પ્રણયનો જ પ્રચાર સર્વત્ર થતો દેખાય છે. કેટલાક ઉન્મત્ત લોકો તો પ્રણયને લોકોત્તર સદ્‌ગુણ તરીકે ઓળખાવતાં પણ અચકાતા નથી. ધર્મની મર્યાદા પ્રણયને પોષક છે અને અન્તે પ્રણયનું રૂપાંતર પ્રેમમાં કરવામાં

દદગાર હોય છે એટલું પણ તેઓ પોતે ધ્યાનમાં રાખતા
થી અથવા કબૂલ કરતા નથી, અને દુનિયાને પોતાના
ધઃપાતની દીક્ષા દેવામાં ભારે સમાજસેવા માને છે. નીતિબાહ્ય
ણયનું કીર્તન કરતાં તેમને એટલો તો રસ છૂટે છે કે
નીતિના આચાર્ય પણ એટલો ઉત્સાહ બતાવે નહિ. એવા
કો પ્રેમના તો દ્રોહી છે જ, પણ પ્રણયના પણ દ્રોહી હોય
, અને મનુષ્યજીવનને પશુજીવન કરતાંયે નીરસ અને નિર્વીર્ય
રી મૂકવામાં સફળતા મેળવે છે. રવીન્દ્રનાથ જેવા સમર્થ
વિઓએ દીપાવેલા વિષયો છેડવા એ સહેલ વાત છે, પણ
મનો સંયમ, તેમની મર્યાદા અને તેમનું ગાંભીર્ય ઝીલવા
ાટે તેમની ધર્મપરાયણતા, પવિત્ર રસિકતા અને દિવ્ય દૃષ્ટિની
'રૂર છે.

આજકાલની શિક્ષણપ્રણાલિકામાં, એક તરફ વિદ્યાર્થીઓને
નતા સુધી વિવાહ મોડામાં મોડો કરવાનો ઉપદેશ થાય છે,
રિણીત દશા એ એક ભારે બંધન છે એવી શીખામણ
ાપવામાં આવે છે; અને બીજી તરફ બાળકો શૈશવ વટાવે
ોના પહેલાંથી જ તેમને પ્રણયનું સાહિત્ય અખંડ ધારે પૂરું
ાડવામાં આવે છે. અને છતાં આપણા એ જ શિક્ષાનાયકો
વેદ્યાર્થીઓ પાસેથી અતુલ પરાક્રમ, વીર્યવાન પુરુષાર્થ અને
ીષ્મસુલભ દૃઢતાની અપેક્ષા રાખે છે. વસંતવિજય અને
ાત્મવિજય એકી સાથે કરવા શક્ય નથી.

# વીસમી સદીની ગુલામી*

રાવણ પોતાના મંત્રીઓ પાસેથી શ્રદ્ધાપૂર્વક સલાહ લેતો; પોતાનો ઉત્કર્ષ થાય એ વિષે ઇંતેજાર રહેતો. પણ મંત્રીઓને કહેતો, 'સીતાને પાછી આપવાની વાત નહિ કરતા. એ એક વાત છોડીને બીજી ગમે તે સલાહ આપો.' દુર્યોધન પણ એવી જ અપેક્ષા રાખતો. સૌ રૂડાં વાનાં થાય એ વિષે દુર્યોધનને ઓછી ઇંતેજારી ન હતી. પણ પાંડવોને ન્યાય આપવા તે તૈયાર ન હતો. ઇસ્ટ ઇંડિયા કંપની પણ વૉરન હેસ્ટિંગ્સને એ જ લખતી: 'પ્રજાનું કલ્યાણ કરો, દયાથી રાજ્ય કરો; પણ આપણો વેપાર ખૂબ વધારો અને વધારે ને વધારે પૈસા મોકલો.'

---

* 'વીસમી સદીની ગુલામી'ની પ્રસ્તાવના

હાલનો જમાનો એવો જ છે. ગરીબોને ચૂસવાનો ધંધો તો બરાબર ચલાવીશું. તે સાચવીને જો ગુલામગીરી નાબૂદ થઇ શકે એમ હોય તો તેટલો ધર્મ કરીએ. યુરોપમાં ગુલામગીરીનો નાશ થયો, પણ ગરીબોનું દુઃખ દૂર ન થયું. તે દુઃખ દૂર કરવાને માટે મુત્સદ્દીઓ અને કેટલાક સમાજનેતાઓ જે ઉપાયો સૂચવે છે તે ઉપાયો સાવ નકામા છે, લોકોમાં હિંસાવૃત્તિ વધી છે તે કાઢી નાખી દરેક વ્યક્તિ ગમે તે ભોગે અહિંસાવૃત્તિ કેળવે અને હિંસાના પાયા ઉપર ટકી રહેનાર તમામ સંસ્થાઓ સાથે અસહકાર કરે તો જ દુનિયાનું દુઃખ દૂર થશે અને માણસ ધર્માચરણને લાયક થશે, એવા નિશ્ચય પર આવ્યા પછી ટૉલસ્ટૉયે આ ચોપડી લખી છે.

ટૉલસ્ટૉય એ વીસમી સદીના મોટામાં મોટા એક વિચારક છે એ સૌ જાણે છે. હાલની કેળવણીના બધા સંસ્કારો મેળવ્યા પછી, દુનિયાની સ્થિતિ નરી આંખે જોયા પછી, અને માનવકલ્યાણની એકમાત્ર ઇચ્છા મનમાં રાખી ટૉલસ્ટૉયે વિચાર કર્યો છે. મૂળે તો ટૉલસ્ટૉયે પોતાના દેશનો એટલે રશિયાનો જ વિચાર કર્યો છે. પણ તેના સિદ્ધાંતો વીસમી સદીની બદીમાં સપડાએલા તમામ દેશોને લાગુ પડે એવા છે. આપણા જેવા પરતંત્ર દેશને માટે તો ટૉલસ્ટૉયનાં વચનો ઓસડ સમાન છે. વાચક જોઇ જશે કે આ ચોપડીમાં અહિંસાત્મક અસહકારની ઉત્તમોત્તમ મીમાંસા આવી ગઇ છે. માણસે પોતાની ઉન્નતિ માટે પોતાના ઉપર રાજ્યતંત્ર સ્વીકારવું, સમાજની વ્યવસ્થિતિ માટે કોઇપણ જાતના રાજ્યતંત્રની આવશ્યકતા હોવી એ માણસની જંગલી દશા સૂચવે છે. દરેક સરકાર પાછળ દમન કરવાની એટલે કે સજા કરવાની એટલે

કે હિંસા કરવાની શક્તિ હોય છે. હિંસાશક્તિ વગર સરકાર સંભવતી નથી. હિંસાની અંદર રહેલું જંગલીપણું ઢાંકવા ખાતર કાયદાઓ, નિયમો અને કોર્ટોની જાળ પાથરવામાં આવે છે. એ વસ્તુ ટૉલસ્ટૉયે આ ચોપડીમાં સ્પષ્ટ કરી બતાવી છે. દુનિયાના દર્દનું મૂળ કારણ માણસના લોભ, માણસની નિર્દયતા અને હિંસાવૃત્તિમાં રહેલું છે. સરકારો દ્વારા હિંસા અખત્યાર કરવામાં આવે છે, માટે આપણે અહિંસક થઇ સરકાર સાથે બનતો અસહકાર કરીએ તો જ આપણે ગુલામ મટી માણસ થઈ શકીએ એ સિદ્ધાંત ટૉલસ્ટૉયે આ ચોપડીમાં રજુ કર્યો છે. ધર્મનિષ્ઠ એટલે કે નેક માણસ શુદ્ધ વિચારો કઇ રીતે કરી શકે છે એનો આ ચોપડી એક ઉત્તમ નમૂનો છે. આ ચોપડીના વિચારો ક્રાન્તિકારક છે. હિંસા ઉપર આધાર રાખનાર, સામાજિક અન્યાયને ટેકો આપનાર દરેક સરકારની આ ચોપડી હાડવેરી છે. દરેક અન્યાયી સરકારે આ ચોપડીનો પ્રચાર એકદમ અટકાવવો જોઇએ. ગમે તેટલી સૌમ્ય અને સાદી ભાષામાં લખેલા હોય તોપણ આવા વિચારો આગળ કોઇપણ જોહુકમી સલ્તનત સલામત નથી. કાયદાથી સ્થાપિત થએલી સરકારો વિષે આ ચોપડીના મનમાં બિલકુલ આદર નથી. ધર્મ ઉપર, બન્ધુપ્રીતિ ઉપર, દીનોની દાઝ ઉપર રચાએલી સરકાર જ આ ચોપડીને માન્ય છે. આ ચોપડીનો પ્રચાર એટલે જોહુકમીનું મોત.

છતાં સરકારો આ ચોપડીને જપ્ત કેમ નથી કરતી? રશિયન સરકારે ટૉલસ્ટૉયના વિચારોને ગૂંગળાવી મારવાનો પ્રયત્ન કર્યો. ધર્મોપદેશકોને અને ધર્માચાર્યોને ટૉલસ્ટૉયની ધર્મનિષ્ઠા અસહ્ય થઇ; તેમણે પણ આત્મરક્ષણાર્થ કમર કસીને,

ફફડાવીને ટૉલસ્ટૉયનો વિરોધ કર્યો. તેમાં તેઓ પણ ન ફાવ્યા. છતાં રશિયાના આ અનુભવ પરથી જ બીજી સરકારો ડાહી થઈ છે અને ટૉલસ્ટૉયના વિચારોનો વિરોધ કરતી નથી એમ માનવાનું કારણ નથી. આપણી મુંબઈ સરકારે 'હિંદ સ્વરાજ' જેવી ચોપડીઓ પણ બંધ કરી જ હતી. આવી ચોપડીઓમાં મનઃપૂર્વક અહિંસાનો પ્રચાર હોય છે એટલે સરકારને તેનો વિરોધ કરવો અઘરો પડે છે. આવી ચોપડીઓ સરકાર ચલાવવા દે છે એનું બીજું કારણ એ છે કે સરકાર માને છે કે આવી ચોપડીઓની અસર સમાજ ઉપર ઝાઝી થવાની જ નથી. સરકારની આ માન્યતા ઘણે અંશે સાચી છે. તે કઈ રીતે તે આપણે તપાસીશું.

ટૉલસ્ટૉય કહે છે, સરકારી હિંસા અટકાવવી હોય તો આપણે પોતે અહિંસક થવું જોઈએ, હિંસા મારફતે મળતા લાભોનો ત્યાગ કરવો જોઈએ, હિંસાની સરકારી તમામ યોજનાઓ સાથે અસહકાર કરવો જોઈએ, અને તેમ કરતાં જે કષ્ટ વેઠવાં પડે તે વેઠવા તૈયાર થવું જોઈએ; એટલે કે પ્રજાએ આત્મશુદ્ધિ કરવી જોઈએ. આ ઉપાય ગમે તેટલો રામબાણ હોય તોપણ હાલની પ્રજાને તે કંઈ સહેલાઈથી પસંદ પડે એમ નથી એટલું સરકારો જાણે છે, અને તેથી જ પોતાને સુરક્ષિત માને છે. સરકારોને ખાતરી છે કે જે કેળવણી આપણે આજ સુધી આપતા આવ્યા છીએ તે કેળવણીની ઢાલ આપણને સલામત રાખશે. રાજ્યતંત્રોની પાછળ જે હિંસા રહેલી છે તેમાં જંગલીપણું રહેલું છે, તેમાં અધર્મ રહેલો છે, તેમાં માનવઆનું ખૂન છે, ઈશ્વર પ્રત્યે બેવફાઈ છે, એ વસ્તુ તરફ માણસનું ધ્યાન જાય જ નહિ એવી ગોઠવણ

હાલની કેળવણીમાં બરાબર કરેલી હોવાથી સરકારો જાણે છે કે આપણે બ્હીવા જેવું કશું નથી. પણ સરકારો ભૂલે છે. ગમે તેટલો પ્રયત્ન કરીએ તોપણ સત્ય ગૂંગળાઈ મરવાનું નથી. સત્ય અમર છે. તમામ દુનિયાની તમામ સરકારો ભેગી થાય તોપણ એક સત્ય કલ્પનાને તેઓ મારી ન શકે. સત્યનો ઉદય એ જ અસત્યનો નાશ છે. પ્રકાશનું આગમન એટલે જ અંધકારનો નાશ.

પ્રજા જો ધર્મરાજ્ય ઇચ્છતી હોય તો પ્રજાકીય કેળવણીમાં આવી ચોપડીઓને જ સ્થાન હોવું જોઇએ, કેમકે આ ચોપડીમાં પ્રજારક્ષણનો સાચો ઇલાજ બતાવેલો છે.

વીસમી સદીની ગુલામી સરકારોને લીધે ટકે છે, અથવા એમ કહીએ તો વધારે બરાબર ગણાય કે આ ગુલામી ટકાવવા માટે જ સરકારો જીવી રહી છે. છતાં ફક્ત સરકારો જ ગુન્હેગાર છે એમ નથી. સામાજિક અન્યાયોને લીધે જ અન્યાયી સરકારો ઉભે છે ને નભે છે. જેઓ સામાજિક અન્યાય પર જીવે છે ને મ્હાલે છે, તેમને પણ આવી ચોપડીથી ડર લાગવાનો જ. પાપી પાપમુક્ત થવા રાજી નથી હોતો. કોઇ તેને પાપમાંથી છોડાવવા મથે તો તે તેને દુશ્મન જેવો લાગે છે.

તમામ જુલમગારોને ચેતવું છું કે આ ચોપડી અહિંસક હોવા છતાં તમારી દુશ્મન છે; આની ઉપેક્ષા નહિ કરતા. અને આવી ચેતવણી આપીને વાચકોને ભલામણ કરૂં છું કે તમારા કલ્યાણને અર્થે આનો સ્વીકાર કરો.

તા. ક.: ગુજરાતી વાચકોને આ ચોપડી વાંચતાં ડગલે ને પગલે ગાંધીજીનાં લખાણો યાદ આવ્યા વિના નહિ રહે. વિચારી વાચકો સરખામણી પણ કર્યા વગર રહેવાના નથી.

તેઓ જોશે કે વિચારમાં ટૉલ્સ્ટૉય કડક છે, ગાંધીજી સૌમ્ય છે, પણ લોકોને દોરવામાં એટલે કે આચરણમાં ગાંધીજી ચુસ્ત છે અને ટૉલ્સ્ટૉય ત્યાં મોળા પડે છે. કોઇપણ વ્યક્તિ, વર્ગ કે સંસ્થા સામે દ્વેષ પેદા કર્યા વગર આ સામાજિક ધર્મક્રાન્તિ કરવાને ગાંધીજી મથે છે અને વ્યવહારૂ રસ્તો બતાવે છે, જ્યારે તરણોપાયવાળા ૧૫મા પ્રકરણમાં ટૉલ્સ્ટૉય કહે છે, ભાઇઓ સિદ્ધાંત આ છે. તમારાથી જે થાય એ કરો.

# પત્રકારની દીક્ષા*

આ પરિષદ આગળ એકાદ નિબંધ રજુ કરવાનો અધિકાર મને છે કે નહિ એનો વિચાર કરતો હતો. લાગે છે કે અધિકાર છે અને નથી. ઘણાં વરસો થયાં દેશપરદેશનાં છાપાં રસપૂર્વક વાંચતો હતો. પત્રકારના કાર્ય અને કર્તવ્ય વિષે વિચાર કરતો આવ્યો છું. બંગભંગ પછીની રાષ્ટ્રીય હીલચાલમાં પ્રથમ એક સ્થાનિક સાપ્તાહિક પત્ર સાથે અને પછી એક પ્રમુખ દૈનિક પત્ર સાથે અત્યંત નિકટનો સંબંધ રાખ્યો હતો. આ વખતની પ્રજાજાગૃતિની અને આત્મશુદ્ધિની હીલચાલમાં પણ 'નવજીવન' જેવા પત્ર સાથે તેટલો જ નિકટનો સંબંધ થઇ ગયો. અને આ બે હીલચાલ વચ્ચેના લાંબા ગાળામાં વિચારનું અને કલમનું બ્રહ્મચર્ય પણ કેળવ્યું હતું એમ કહું તો તેમાં અતિશયોક્તિ નથી. એ રીતે પત્રકાર પરિષદ સમક્ષ મારા વિચારો રજુ કરવા જેટલો અધિકાર મેળવ્યો છે એમ કહી શકાય. છતાં એમ પણ ખરૂં કે આજકાલ પત્રકારના ધંધાનો જે આદર્શ બંધાતો જાય છે તે વિચારતાં એ ધંધાની લાયકાત કેળવવાનું મને કોઇ કાળે મન જ થયું નથી. પત્રકાર કરતાં કેળવણીકારનું કાર્ય વધારે ઉપયોગી છે એવું મને પહેલેથી જ લાગતું હોવાથી પત્રકારને

* અમદાવાદમાં મળેલી પત્રકાર પરિષદ સમક્ષ વંચાએલો નિબંધ

માટે જોઇતી યોગ્યતા કેળવાઇ જ નથી. પત્રકારને આવશ્યક એક ગુણુ જ મને આ નિબંધ લખવા પ્રેરે છે. પત્રકાર એ મુખ્યત્વે વિચારપ્રચારક હોય છે. વિચારને પ્રચાર કરવાની, વિચારો 'બ્રૉડકાસ્ટ' કરવાની વૃત્તિ કહો કે ચળ,—પત્રકારને જેટલી હોય છે તેટલી ભાગ્યે જ બીજાને હશે. ધર્મોપદેશક અને અધ્યાપક એ બંનેમાં પણ તે વૃતિ ઓછાવત્તા પ્રમાણુમાં જરૂર હોય છે.

૧

ખરૂં જોતાં ધર્મોપદેશક, પત્રકાર અને કેળવણીકાર ત્રણેનું કાર્ય લગભગ સરખું જ છે. સૂતેલી પ્રજા જ્યારે જાગવા માગે છે તે વખતે તો પત્રકારનું સ્થાન અસાધારણ મહત્ત્વ અને જવાબદારી ભોગવે છે. પત્રકાર એટલે લોકશિક્ષણનો આચાર્ય, બ્રાહ્મણોનો બ્રાહ્મણ, અને ચારણોનો ચારણ. પ્રજા જ્યારે યુયુત્સુ થઇ જાય છે ત્યારે ઘણીવાર પત્રકારને લડવૈયો અને સેનાપતિ પણ થવું પડે છે અને સારી પેઠે ક્ષાત્રધર્મ કેળવવો પડે છે. જ્યાં જ્યાં અન્યાય થતો હોય, જ્યાં જ્યાં દીનદુર્બળ અને મૂક વર્ગો પર જુલમ ચાલતો હોય ત્યાં ત્યાં 'क्षतात्किल त्रायते' એ પોતાના બિરદનું સ્મરણ કરી પત્રકાર ઝંપલાવે છે. એવા પ્રસંગો ન હોય ત્યારે વિચાર, માહિતી, સંસ્કારો, અભિરુચિ અને આદર્શોની પરબ ચલાવી તે સમાજસેવક બની જાય છે. અજ્ઞાનને લીધે અથવા અદૂરદૃષ્ટિને લીધે લોકો જ્યાં લડતા હોય ત્યાં ज्ञानांजनशलाकया લોકોની દૃષ્ટિ શુદ્ધ કરવાને તે મથે છે. સમાજ-ચક્રનાં પૈડાં જ્યારે એકરાગ ભૂલી જઇ ચીત્કાર કરે છે ત્યારે તે યોગ્ય ઠેકાણે સ્નેહ રેડી ઘર્ષણુ દૂર કરે છે. અને જ્યારે જ્યારે સરકારદરબારના પ્રસંગ આવે છે ત્યારે ત્યારે તે પ્રજાનો

પ્રતિનિધિ થઇ લોકમતને એકધારો બનાવી લોકશક્તિ ચેતવે છે. આવી રીતે લોકસેવક, લોકપ્રતિનિધિ, લોકનાયક અને લોકગુરુની ચતુર્વિધ પદવી પત્રકાર ભોગવી શકે છે.

આજકાલના વૈશ્યયુગમાં પત્રકારનો એક જુદો જ આદર્શ બંધાતો જાય છે અને તે શિષ્ટસંમત થતો જાય છે. 'અમારી આગળ ધર્મની વાત ન કરતા, અમે એક વહેવારને ઓળખીએ; આદર્શોના તાર સ્વરમાં લોકોને ગાવાનું નહિ કહેતા, મધ્યમ કે મન્દ્ર સ્વરમાં જે ગવાતું હોય તે જ ગાવાનું કહો; અમારી પાસેથી સાધુ કે વીરની અપેક્ષા ન રાખતા, પણ નફાતોટાના દાખલા ગણનાર કુટુંબીને રુચે અથવા પોસાય એવી જ વાતો અમને સૂચવો; દુનિયા અમારી છે, વીર અને સાધુ સમાજને શોભારૂપ તો છે, પણ તેઓ તો પાઘડીના છેડાના કસબ જેવા છે, પાઘડી નથી.' આ આદર્શ કબૂલ રાખનાર લોકો કહે છે, 'પત્રકારે પોતાના આદર્શનો આંક નાહક ઊંચો રાખવો નહિ. લોકો જે માગે છે તે પૂરું પાડવું એ જ પત્રકારનો આદર્શ હોવો જોઇએ. આપણે લોકોના વિદ્યાગુરુ નથી કે તેમને મારીમારીને ભણાવીએ. આપણે તો લોકોના ખિદમતગાર છીએ. ઘરાકને જોઇતો માલ પૂરો પાડી તેમને રાજી રાખવાં એ જ દુકાનદારનો આદર્શ. રાજા ઇચ્છે તે રાગ ગાઈ તેનું રંજન કરવું એ જ ગાયકનો આદર્શ. લોકો કંઇ આપણા શિષ્ય નથી, શેઠ છે. શેઠને શીખામણ આપવા જાય તે નોકર કેવો? ઘરાકને ધર્મશાસ્ત્ર અથવા સંયમ શીખવવા જાય તે દુકાનદાર કેવો?'

અહીં સુધી આવ્યા એટલે પછી એવી દુકાનદારીનું જ શાન આગળ ચાલે છે. દુકાનદાર ઘરાકને કેવો માલ જોઇએ

છે એનો વિચાર હમેશાં નથી કરતો, પણ પોતાની પાસે પડેલો માલ ઘરાકને જોઇતો કેમ કરવો એનું જ ધ્યાન ધરે છે. ઘરાકને શેઠ માનવાને બદલે શિકાર માને છે અને દુનિયાને નીચે ખેંચે છે. ઉત્તર હિંદુસ્તાનમાં આજે શું ચાલી રહ્યું છે? કેટલાક પત્રકારો કજિયાદલાલ બન્યા છે, તેમણે કુથલીનાં પીઠાં ઉઘાડયાં છે. રાષ્ટ્રીય આપત્તિ અને કોમી વહેમો ઉપર 'તિજારત' કરવા માગે છે. લોકવાર્તામાં ગામનો અદકપાંસળિયો જેમ એક પ્રધાન પાત્ર હોય છે તેમ આ પત્રકારો સમાજના મહાપિશુન બની ફરે છે. શેકસપીઅરના આયાગોએ ઑથેલો અને ડેસ્ડિમોનાની જે દશા કરી મૂકી તે જ દશા તેઓ આ ભોળા રાષ્ટ્રની કરવા તૈયાર થયા છે. ફરક એટલો જ કે આયાગો પોતાના ધંધાનાં સ્વરૂપ અને પરિણામ બરાબર જાણતો હતો અને ઇરાદાપૂર્વક નીચતા આદરતો હતો; આ બધાની સ્થિતિ તેવી નથી. આ દુર્દૈવી ભાઇઓ પોતે જ વિકારગ્રસ્ત થએલા છે અને યાદવાસ્થળીના યાદવોનું અનુકરણ કરી રહ્યા છે.

પત્રકારની વૃત્તિ જે જાણ્યું તે પ્રગટ કર્યું એવી ચળવળી ન જ હોવી જોઇએ. ખાનદાન માણસના પેટમાં કેટલીયે વસ્તુઓ સમાએલી હોય છે. પણ કેટલીક બાબતોમાં તે હોઠ સરખો ફફડાવતો નથી. પત્રકારે કાર્યાનંદ શોધવો જોઇએ, વાદાનંદ નહિ; નહિ તો કલમની પટાબાજી એકવાર શરૂ કરી એટલે આખી દુનિયાનો સંહાર જ થઇ જવાનો. વિલાયતમાં તો જ્યારે હીલચાલોનો કે ચર્ચાવિષયોનો દુકાળ હોય છે ત્યારે પત્રકારો સામસામી અભદ્ર ટીકા કરી એકબીજા પર જ જીવે છે. भिक्षुको भिक्षुकं दृष्ट्वा श्वानवत् गुर्गुरायते।

સદ્‌ભાગ્યે ગુજરાતમાં છાપાંઓ સજ્જનતાની મર્યાદા જવલ્લે જ ઓળંગે છે. ગુજરાતના પત્રકારો સૌમ્ય છે, ઝગડાળુ નથી હોતા; કજિયાથી કંઈક ભાગે છે એમ પણ કહી શકાય. તેથી સમાજ એક જાતની બદીમાંથી ઉગરી ગયો છે એમ કહી શકાય. પણ આ વાદવિમુખતા ગુણરૂપ જ છે એમ કહેવું મુશ્કેલ છે. સામાજિક જવાબદારી ઓળખનારી પ્રખર સમાલોચનાને અભાવે રાષ્ટ્રીય હીલચાલમાં અને સાહિત્યોદ્યાનમાં કાંટાઝાંખરાંની જંખજાળ છૂટથી વધવા પામે છે. દરેક સુંદર આદર્શની નબળી નકલો સમાજમાં ફેલાય છે. રવિવર્માનાં ચિત્રો જેમ દીવાસળીની પેટી પર ચીતરાય છે તેમ હીન અને હીનતર નકલો ફેલાવા પામે છે અને મૂળને ગૂંગળાવી નાખે છે. 'તું મને કાલિદાસ કહે, હું તને ભવભૂતિ કહીશ' એવા अहो रुपम् अहो ध्वनि: ચાલે છે અને સમાજમાં આદર્શ ચઢવા પામતો જ નથી. જ્યાં જુઓ ત્યાં અલ્પસંતોષ. આને લીધે વિચારશુદ્ધિ, ભાષાશુદ્ધિ, કાર્યશુદ્ધિ, તો એક કોરે જ રહી, પણ જોડણીશુદ્ધિ પણ જળવાતી નથી. મતભેદને લીધે આવતી વિવિધતા ઝાઝી નથી હોતી અને તે બાધક પણ નથી હોતી. આજે તો બધે અનવસ્થા છે.

મને લાગે છે કે ટીકા કરવાનો મારો અધિકાર નથી એટલે આ વાત અહીં પડતી મૂકું, અને છાપાં ચલાવવામાં ઉપયોગી થાય એવી કેટલીક સૂચનાઓ જ રજુ કરું.

## ૨

છાપું એ મુખ્યત્વે વર્તમાનપત્ર હોય છે. પ્રજાના લાભનો વિચાર કરી આખી દુનિયાની ખબરો આપવી એ પત્રકારનું પ્રથમ કર્તવ્ય છે. પણ એ બાબતમાં—અને અત્યંત મહત્ત્વની

બાબતમાં આપણે પારકી આંખે જોવું પડે છે. આંકડા જેમ સરકાર પાસેથી જ મળી શકે છે તેમ માહિતી 'રૉઇટર' કે 'એસોશીએટેડ પ્રેસ' પાસેથી જ મળી શકે છે. તેઓ પોતાની દૃષ્ટિએ મહત્ત્વની એવી જ ખબરો આપણને પૂરી પાડે છે, અને ધીમેધીમે કઈ વસ્તુને કેટલું મહત્ત્વ આપવું, કયા સવાલને કઈ દૃષ્ટિએ જોવો એ વિષે પોતાની દૃષ્ટિ આપણા પર લાદે છે. જેમ કેળવણીમાં અને સાહિત્યમાં તેમ વૃત્તવિવેચન* (Journalism)માં આપણે પારકાના અનુયાયી થયા છીએ. તેથી આવેલી 'સ્લેવ મેન્ટેલિટી' (परप्रत्ययनेयबुद्धि :) હજી જતી નથી. આજે આપણે ત્યાં અનેક પક્ષો પડયા છે અને વિચારપ્રગતિ થતી નથી એમાં આ પરપ્રત્યયના અવલંબનનો ઓછો હાથ નથી. અને આશ્ચર્ય તો એ છે કે 'સ્લેવ મેન્ટેલિટી' સામે પોકાર તો બધા જ કરે છે! વૃત્તવિવેચનનો મૂળ આધાર જે સત્તાવાર ખબરો છે તેનું તન્ત્ર હજી આપણે ઊભું જ કર્યું નથી. પાયામાં જ પરાવલંબન.

જ્યારે હું અંગ્રેજી વાંચતાં શીખ્યો ત્યારે ચાર આનાવાળું 'ટાઇમ્સ ઑફ ઇંડિયા' વાંચવાનો પ્રયત્ન કરતો. હિંદુસ્તાનની

---

* Journalism ને માટે આપણે ત્યાં હજી એક શબ્દ રૂઢ થયો નથી એ આશ્ચર્ય છે. આને સારુ દૈનિકથી માંડીને માસિક ત્રૈમાસિક અને વાર્ષિક સુધીનાં બધાં છાપાંઓ અને તેમાં આવતી નૂજ ખબરથી માંડીને ગંભીર ચર્ચા સૂધી બધું જેમાં સમાય એવો શબ્દ જોઇએ છે. આપણે ત્યાં 'લોકવૃત્ત' એ એવો જૂનો અને વિપુલાર્થવાહી શબ્દ છે. આમાં પ્રજાજીવનનાં બધાં અંગો આવી જાય છે. એ ઉપરથી 'જર્નાલીઝમ'ને 'લોકવૃત્તવિવેચન' અથવા સંક્ષેપમાં 'વૃત્તવિવેચન' કહી શકાય. જ્યાં જ્યાં 'જર્નાલીઝમ' શબ્દ વપરાય છે તે દરેક જગાએ આ શબ્દ બંધબેસતો આવે છે.

બધી ખબરો વાંચ્યા પછી મને થતું, શું હિંદુસ્તાનમાં ફક્ત અંગ્રેજો જ રહેતા હશે? સરકારી અમલદારો અને ગોરાઓના જાહેર અને સામાજિક જીવનની ખબરો જ તેમાં આવતી. મારામારી કે અકસ્માતનાં વર્ણન આવે ત્યારે જ ખબર પડે કે ગોરા પડ નીચે નેટિવ લોકોનો કાળો સમુદ્ર છે. અંગ્રેજી છાપાં તેમની દૃષ્ટિએ જે વસ્તુ મહત્ત્વની તે જ આપે એમાં આશ્ચર્ય-કારક કે અયોગ્ય કશું નથી. આપણે આપણું પોતાનું જીવન ખીલવવા માગતા હોઇએ તો આપણી પોતાની દૃષ્ટિએ માહિતી આપવી જોઇએ. બંગાળી લોકો આ કળા કંઇક શીખ્યા લાગે છે.

આપણા વૃત્તવિવેચનમાં આપણે અંગ્રેજી શીખેલી દુનિયાનો જ વિચાર કરીએ છીએ. સરકાર અને તેનાં કૃત્યો, પરદેશ સાથેનો વેપાર, અંગ્રેજી કેળવણી, કોર્ટો, સાક્ષરોનું સાહિત્ય અને ભણેલા વર્ગનાં સુખદુઃખ, એ જ આપણા વૃત્તવિવેચનનો મુખ્ય વિષય હોય છે. હિંદુસ્તાનની જનતા, હિંદુસ્તાનના હુન્નરો અને કારીગરો, ખેડુતોનું જીવન, ગામડાંની સ્થિતિ, ધર્મપ્રચાર, ગરીબોનું ગૃહજીવન, પછાત કોમની હાડમારીઓ વગેરે રાષ્ટ્રીય જીવનના પ્રધાન પ્રશ્નોને જોઇતું પ્રાધાન્ય આપણે આપતા જ નથી. સ્થાનિક છાપાંનો એક પણ સરસ નમૂનો આપણી આગળ નથી. આપણા ખબરપત્રીઓ ગામડાંમાં જતા જ નથી. ખરી સ્થિતિ તો એ હોવી જોઇએ કે દરેક વર્તમાન-પત્રે ગામડાંના રહીશોમાંથી સમભાવવાળા કેટલાક ખબરપત્રીઓ શોધી કાઢવા જોઇએ, તેમને તે કળામાં ધીરજપૂર્વક કેળવવા જોઇએ. અને ગ્રામીણ જીવનની ચર્ચામાં દરેક છાપાએ રસ લેવો જોઇએ. આપણી સભાઓમાં જેમ શહેરવાસીઓ

ઉચ્ચાસન પર બેસે છે અને બિચારા ગ્રામપ્રતિનિધિઓ પોતાનો સ્વાભાવિક વિનય અખત્યાર કરી દૂર ખૂણામાં ક્યાંક જગા લઈ લે છે, તેમ છાપામાં પણ લોકજીવનને એકાદ ખૂણો જ મળે છે, અને તે પણ હમેશાં નહિ. ગ્રામવાસીઓ જ્યારે આત્મનિંદા છોડી સ્વમાન અને આત્મપ્રત્યય કેળવશે ત્યારે જ આ સ્થિતિ સુધરવાની છે એ ખરૂં, તોપણ છાપાંઓ આ કામમાં શરૂઆત અને મદદ તો જરૂર કરી શકે છે. રેલવે કંપની ભલે ત્રીજા વર્ગની ઉપેક્ષા કરે, છાપાંવાળાઓએ પોતાની ૪૦ ટકા ઘરાકી જ્યાં છે તે ગ્રામજીવનની સાવ ઉપેક્ષા કરવી ન ઘટે. પ્રતિષ્ઠિત અને જવાબદાર છાપાં આ દિશામાં બેદરકારી રાખે તો તેમાં તેમની સલામતી પણ નથી પ્રજામાં અસ્મિતા આવતી જાય છે એ જોઈ કેટલાક ત્વરિતદૃષ્ટિ પત્રકારો અભણ વર્ગોની ખુશામત કરી તેમને ગમે તે રસ્તે દોરી પોતાની પ્રતિષ્ઠા જમાવશે, અને સાચી પ્રજાકીય શક્તિના આવા બેજવાબદાર સરદારો દેશમાં કયો ઉત્પાત ન મચાવી શકે? પરિણામે પ્રતિષ્ઠિત આગેવાનોને આખરે એવાઓને પણ માન્યતા આપવી પડશે અને એમની જોડે માંડવાળ કરવી પડશે. અજ્ઞાન જનતા જો બેજવાબદાર લોકોની સરદારી હેઠળ જાય તો તે સરકારને આપણી ઢીલચાલ ભાંગી પાડવાનું રામબાણ અસ્ત્ર જડયું કહેવાય. અંગ્રેજ સરકારને લોકમતથી વાકેફ કરવામાં અને વિલાયતની જનતામાં હિંદની હાલત વિષે લોકમત કેળવવામાં આપણે જે એક જમાનો ગુમાવ્યો તેટલો જ જો હિંદુસ્તાનના ગ્રામનિવાસી જનતાને કેળવવામાં ગાળ્યો હોત તો આજે આપણે સ્વરાજ્યમાં જૂના થયા હોત. સાચા કામની શરૂઆત કષ્ટદાયક અને ધીમી ભલે હોય, શરૂઆતની મંદતા અસહ્ય ભલે હોય, પણ સરવાળે

સાચા કામનાં જ ફળ વહેલાં પાકે છે. હજી પણ જાગ્યા ત્યાંથી સવાર ગણીને ખેડુતો, વણકરો, મજૂરો, સ્ત્રીઓ અને કારકુનોની સ્થિતિનું મહત્ત્વ સમજી તેમની દુર્દશા દૂર કરવા માટે, તેમને ફેળવવાની દૃષ્ટિએ, તેમના સવાલો તરફ ધ્યાન આપવાનું વ્રત પત્રકારોએ લેવું જોઇએ. અત્યાર સુધી તો સંસારસુધારો અને ધર્મસંસ્કરણ જેવા મહત્ત્વના વિષયનું પણ આપણે મધ્યમવર્ગ પૂરતું જ વિવેચન કર્યું છે.

પત્રકારો જેમ જેમ ગ્રામીણ જીવન વિષે વધુ ને વધુ લખતા જશે તેમ તેમ પ્રચારકો, ઉપદેશકો, આગેવાનો અને મુત્સદ્દીઓને ગામડાંની મુલાકાત લેવાની ફરજ પડશે. પણ તેમ થવા માટે પત્રકારોના લખાણો સ્થાનિક રંગથી રંગાએલાં હોવાં જોઇએ. સ્થાનિક અધ્યયન અને સ્થાનિક સમભાવ તેમાં પૂરેપૂરાં જોઇએ. 'તન્ત્રીસ્થાનેથી' ગોળ ગોળ લખેલા સામાન્ય સિદ્ધાંતોથી કામ સરશે નહિ.

બરાબર તૈયારીપૂર્વક જો આ દિશામાં પ્રયત્ન થાય તો તે ખોટનો વહેવાર ન જ નીવડે. લોકોને મઝા પડે ને બોધશૂન્ય મનોરંજન થાય એવાં લખાણો લખીને કેટલાક પત્રકારોએ વાચકવર્ગની અભિરુચિને બગાડી મૂકી છે. નહિ તો જેમાં પોતાનું હિત ચર્ચાએલું છે એવા વૃત્તવિવેચનને જનતા જોઇતું મહેનતાણું આપ્યા વિના રહે જ નહિ. અને છાપાં એ કાંઈ ગજવાં ભરવાનો ધંધો તો ન જ બનવો જોઇએ. ઇન્સાફની ખાતર, ધર્મની ખાતર, લોકકલ્યાણની ખાતર પત્રકારે લોકમતથી વિરુદ્ધ પણ જવું ઘટે છે. પરાયા જુલમનું વર્ણન અને તેનો નિષેધ લોકપ્રિય થઇ શકે, પણ સામાજિક અન્યાય અને કુચાલો સામે થઇએ ત્યારે લોકો ચીડાય પણ ખરા. ખુશામતથી

ટેવાએલા વાચકો અને લેખકો આવું વીરકર્મ શેના કરે ? એકાદા મહાઅન્યાય સામે અભિમન્યુ જેવો કોઈ વીર એકાકી અસહાય લડતો હોય તો પત્રકારે તેની પડખે ઊભા રહેવું જ જોઇએ. પ્રતિષ્ઠાની નાત ઘણીવાર લાયકાતવાળા પણ પ્રતિષ્ઠાવિનાના માણસને દબાવી રાખવાનો ખૂબ પ્રયત્ન કરે છે. પત્રકાર જો હિંમતવાન હોય તો પ્રતિષ્ઠાની નાત તોડીને પણ લાયકાતનો પુરસ્કાર કરે.

જે વાત વ્યક્તિની તે જ સંસ્થાઓની. દેશમાં કામ કરતી, સાચી સેવા કરતી સંસ્થાઓનું સ્વરૂપ સમજી લઈ તેનો પરિચય લોકોને કરાવવો અને સંસ્થાઓ એદી બની ન જાય એટલા માટે તેમના પર ચોકી કરવી એ પત્રકારનું ખાસ કર્તવ્ય છે. દેશમાં જેટલું સાર્વજનિક પ્રત્યક્ષ કાર્ય થતું હોય તેને મદદગાર થવું એમાં જ વૃત્તવિવેચનની બધી ફરજો સમાઈ જાય છે. વૃત્તવિવેચન આ ફરજ બરાબર અદા કરે તો તેની શક્તિ એટલી વધે છે કે જેમ સરકારો અને વિદ્યાપીઠો લાયકાતને માટે ઇલકાબો આપે છે તેમ છાપાં પણ કરી શકે. અને પછી આવી લોકમાન્યતા આગળ રાજમાન્યતા તુચ્છ થઇ જાય છે.

કોઇ પણ વિશાળ અને નવો સવાલ હાથમાં લેવો હોય તો માસિકો પ્રથમ એનું વિવેચન કરે, ત્યારપછી સાપ્તાહિકો તે હાથમાં લે, એ ક્રમ યોગ્ય છે. આમ કરવાથી વિષય આડે રસ્તે જતો નથી અને કામ બગડતું નથી. દૈનિક છાપાંઓ તો જે હીલચાલ ચાલતી હોય તેને વિષે જ લખે એટલી મર્યાદા જરૂરની છે. આપણે ત્યાં દૈનિક છાપાંનું તંત્રીમંડળ વિશાળ નથી હોતું. ઘણીવાર રાજા, પ્રધાન, સેનાપતિ બધા એક જ હોય છે; અને રોજને રોજ લેખો તો પ્રસવવા જ જોઇએ. આવી દશામાં

સમાજને કાચું પીરસાય તો હીલચાલમાં ચૂક આવવાની જ. આપણે ત્યાં વિદ્યાવ્યાસંગી લોકોએ છાપાંઓને નિયમિત મદદ કરવાની પ્રથા હજી બરાબર પાડી નથી. એક છાપા પાછળ ભિન્ન ભિન્ન ક્ષેત્રમાં વિશેષ યોગ્યતા ધરાવનાર લોકોનું એક મોટું મંડળ હોય અને તેની નિરપેક્ષ સેવા સતત મળતી રહે ત્યારે જ આપણું વૃત્તવિવેચન સમૃદ્ધ થાય. ભગિની નિવેદિતા અથવા દીનબંધુ એન્ડ્રુઝ જેમ અનેક છાપાંનાં મદદગાર હતાં અને છે, તેમ આપણા કેટલાયે વિદ્વાનોનાં નામ લઈ શકાય જેઓ એવી મદદ કરી શકે એમ છે. લેખો દ્વારા કેટલાક મદદ કરતા હશે, પણ સૂચનાઓ કરવા જેટલો રસ બહુ જ ઓછા લે છે.

આ આક્ષેપ સામે લેખકો એવી દલીલ કરી શકે કે પત્રકારોમાં મુરબ્બીઓનાં વચનને માન આપવાની વૃત્તિ જ ક્યાં છે કે તેમને સલાહ આપીએ? ખરૂં જોતાં તો સલાહકારો આગ્રહી સાસુ બને એ પણ ન પાલવે, અને પત્રકારો પંડિતંમન્ય બને એ પણ ન ખમાય. આપણું સામાજિક જીવન જેમ બગડ્યું છે તેમ જાહેરજીવનનું પણ થયું છે. સંઘશક્તિથી કામ કરવાના નિયમો હજી ગળે ઉતર્યા જ નથી. નીતિનાં બંધનો શિથિલ કરવામાં, અભિરુચિના આદર્શો ઉતારી પાડવામાં, અને દરેક જાતનો સ્વચ્છંદ રૂઢ કરવામાં અત્યાર સુધી છાપાંઓએ કશી મણા રાખી નથી. જ્યાં જુઓ ત્યાં નવાં છાપાં શરૂ થાય છે, થોડોક જીવનકલહ ચલાવે છે, અને ગ્રેજ્યુએટના વિદ્યાવ્યાસંગની પેઠે થોડા જ દિવસમાં આથમી જાય છે. પછી બધો ઉત્સાહ પક્ષાપક્ષીમાં જ રહી જાય છે. સ્વતંત્ર મૌલિક કલ્પનાઓનો દુકાળ હોવા છતાં પ્રતિભાનો દાવો કરવાનો પ્રયત્ન કરનાર આડંબરી સાહિત્ય એવું તો વધી

ગયું છે કે સાહિત્યસંરક્ષક મંડળ સ્થાપવાનો વખત આવી પહોંચ્યો છે.

## ૩

પત્રકાર બે જાતના હોય છે. કેટલાક પોતાના પત્ર દ્વારા વાઙ્મયની જેટલી સેવા થાય છે તેટલીથી સંતોષ માનીને બેસી જાય છે. મોતીલાલ ઘોષ, રામાનંદ ચટ્ટોપાધ્યાય અને નટરાજન એ આ વર્ગના નમૂનારૂપ ગણાય. બીજા પ્રત્યક્ષ દેશકાર્ય કરતી વખતે પોતાના વિચારો જાહેર કરવાના સાધન તરીકે છાપું ચલાવે છે. ગાંધીજી, દેશબન્ધુ, લાલા લજપતરાય, લોકમાન્ય તિલક, એ આ વર્ગના પ્રતિનિધિઓ છે. પ્રથમ વર્ગના પત્રકારો વિવિધતાના ઉપાસક હોય છે. દરેકનો કંઇને કંઇ મુખ્ય વિષય હોવા છતાં તેઓ સર્વાંગી વિચારપ્રચારના હિમાયતી હોય છે. બીજા વર્ગવાળા કાર્યપરાયણ હોઈ બનતા સુધી એકાગ્રતા લાવવા માગે છે. બંનેનો ઉપયોગ છે. પણ એ બે આદર્શને સેળભેળ કરવા ઉચિત નથી. પ્રથમ વર્ગના પત્રકારો જો ધારે તો પોતાના છાપાને સંસ્કૃતિનું કેન્દ્ર બનાવી એક સંપ્રદાય અથવા બન્ધુસમાજ તૈયાર કરી શકે છે. જૂના વખતમાં મંદિરો જે ભાગ ભજવતાં તે જ ભાગ ભજવવા સુધી પત્રકાર પોતાના પત્રને ચઢાવી શકે છે. બીજા વર્ગના પત્રકારો દેશસેવકોની અડગ સેના તૈયાર કરી શકે છે.

પત્રકારોનો ત્રીજો વર્ગ તે પગારને ખાતર ગમે તે મતનો પ્રચાર કરનારાનો. અમેરિકન નીગ્રોની એક શાળામાં માબાપોએ શિક્ષકને પૂછ્યું, 'પૃથ્વી ગોળ છે એમ તમે ભણાવો છો કે ચોરસ છે એમ?' તેણે કહ્યું, 'મારો મુદ્દલ આગ્રહ નથી. તમારી ટાઉન કાઉન્સિલ બહુમતીથી નક્કી કરે તે ભણાવવા હું

તૈયાર છું.' આવા લોકોને હાથે સમાજસેવા શી થતી હશે તે એક બ્રહ્મા જ જાણે.

પત્રકાર ઉપરાંત એક નવો વર્ગ સમાજમાં પેદા થવાની જરૂર છે. પોતપોતાના વિષયમાં કે ક્ષેત્રમાં જે જે પ્રવૃત્તિ ચાલી હોય, જે સાહિત્ય પ્રગટ થયું હોય, નવી શોધો થઈ હોય, નિર્ણયો બંધાયા હોય, વાદો ઉદ્‌ભવ્યા હોય, નવા નવા નમૂનાઓ જન્મ પામ્યા હોય તે બધાનો વાર્ષિક સંગ્રહ કરવાનું કામ કોઈએ માથે લેવું જોઈએ. સામાજિક જીવનનાં કેટલાંક ઉપાંગો જરૂર એવાં છે કે જેમને માટે સાપ્તાહિક શું પણ સ્વતંત્ર માસિક પત્ર પણ ન ચલાવી શકાય, છતાં જેને વિષેની માહિતી સામાન્ય છાપાઓમાં યદૃચ્છયા આવે અને વેરાએલી પડી રહે એ ન પોસાય. 'વાર્ષિક' કાઢનાર કોઈ માણસ હોય તો કેટલાક લોકો જરૂર એવાની પાસે જ એ વિષયની સામગ્રી મોકલી દે.

સાહિત્યચર્ચા કરનાર નહિ પણ જૂના નવા સર્વ પ્રકારના ગ્રંથોનો ટૂંકો પરિચય કરાવનાર એકાદ માસિકને માટે ગુજરાતીમાં જરૂર સ્થાન છે. આવું માસિક વિદ્યાર્થીઓને અને સામાન્ય પ્રજાને બહુ જ કિંમતી નીવડવાનું, અને સાહિત્યનો ઇતિહાસ લખવામાં તો એની સેવાનો આંક બાંધી જ ન શકાય. મેઝીનીની સાહિત્યસેવા આવા પ્રયત્નથી જ શરૂ થઈ હતી એ ઘણા જાણે છે. આવાં માસિકોમાં માત્ર ગુજરાતી સાહિત્યનો જ પરિચય આવે એવું નથી. ગુજરાતી સાહિત્યને મુખ્ય રાખી હિંદુસ્તાનનાં બીજાં સાહિત્યોને પણ યથાપ્રમાણ સ્થાન આપી શકાય.

સામાન્ય વાચકો છાપાં અને માસિકો બહાર જાય તો

તે નવલકથામાં ઉતરવા માટે જ એવી સ્થિતિ જ્યાં સુધી આપણા દેશમાં છે ત્યાં સુધી આખી દુનિયાની માહિતી તેના પૂર્વાપર સંબંધ સાથે આપવાની ગોઠવણ લોકશિક્ષણની દૃષ્ટિએ અત્યંત આવશ્યક છે. દુનિયા ક્યાં ક્યાં પથરાએલી છે, ત્યાં શું શું ચાલે છે, દરેક દેશનું શું શું દરદ છે, અને દુનિયા ક્યા સુધી આવી પહોંચી છે એનો ખ્યાલ આપણા લોકોને હોવો જ જોઇએ. આમાં પણ આપણે ઘણે અંશે પરાવલંબી રહેવાના. એ અપરિહાર્ય છે, છતાં આપણી દૃષ્ટિએ દરેક વસ્તુનું પ્રમાણ અને મહત્ત્વ નક્કી કરી લોકશિક્ષણનું કામ શરૂ તો કરવું જ જોઇએ.

ત્રીસ કરોડ ગુલામોના રાષ્ટ્રમાં આપણું વૃત્તવિવેચન મોટે ભાગે અંગ્રેજીમાં જ ચાલે છે. સમર્થ લેખકો અંગ્રેજી તરફ જ દોડે છે. અને જેને માટે આ બધો પ્રયાસ ચાલે છે તેમને એ બધા પ્રયાસના ફળથી વંચિત રહેવું પડે છે, એ કેટલી શરમભરેલી સ્થિતિ છે! એ શરમ તરફ ધ્યાન જતું નથી, ધ્યાન ખેંચાય છે તો સાચી વાત ગળે ઉતરતી નથી. આના કરતાં વધારે દયાજનક સ્થિતિ કઇ?

દેશી ભાષામાં જે છાપાં ચાલે છે તેમની પાછળ તૈયારી બહુ જ ઓછી હોય છે. પત્રકારોને અત્યંત આવશ્યક માહિતી સમજાય એવા રૂપમાં જેમાં આપેલી હોય એવી ચોપડીઓ આપણી ભાષામાં નથી જ એમ કહીએ તો ચાલે. 'ઇન્ડિયન ઇયર બુક', 'ઍન્યુઅલ રજિસ્ટર', 'હુ ઇઝ હુ', 'પીઅર્સ સાઇક્લોપીડિયા', 'કમર્શિયલ ઍટલાસ', 'હેન્ડ-બુક ઑફ કમર્શિયલ ઇન્ફર્મેશન' વગેરે સર્વોપયોગી સાદી ચોપડીઓ પણ હજી દેશી ભાષામાં તૈયાર થઇ નથી. આને લીધે તેમજ

યોગ્ય અભ્યાસને અભાવે દેશી છાપાં એટલે અંગ્રેજી છાપાંનાં કેવળ શાહીચૂસ બની ગયાં છે !

આટલી પ્રાથમિક તૈયારી પણ જ્યાં નથી ત્યાં અમુક વિષય પર કે અમુક બીના પર સત્તાવાર હકીકત મેળવવા માટે ખાસ ખબરપત્રીઓ મોકલવાની, છાપાં તરફથી તપાસ-સમિતિઓ નીમવાની વગેરે વાત તો કયાં ?

વૃત્તવિવેચન ઉપર જીવનાર અને વૃત્તવિવેચનને પોષવાનો ડોળ કરનાર એક ભારે રોગ તે જાહેરખબરો. જાહેર નીતિ બગાડનાર અને કૌટુંબિક અર્થશાસ્ત્રને તોડી પાડનાર આ બદી એટલી તો ફેલાઇ છે કે ' નવજીવન ' મારફતે ગાંધીજીએ તેનો આટલો જે સખત અને સક્રિય વિરોધ કર્યો છે તેની કશી જ અસર બીજાં છાપાં પર પડેલી દેખાતી નથી. છાપાંઓમાં જ્યારે આટલી બધી હીન જાહેરખબરો જોઉં છું ત્યારે મનમાં વિચાર આવે છે કે પ્રભુસેવાને સારૂ એકાદ ઉત્તમ દેવમંદિર બાંધીને પછી તેનું ખર્ચ ચલાવવા માટે તેના કમ્પાઉન્ડની ઓરડીઓ શરાબખાનાંઓને અને વેશ્યાઓને ભાડે આપવા જેવું આ નથી ?

૪

પત્રકારનો ધંધો અથવા વૃત્તવિવેચન આપણે ત્યાં યૂરોપથી આવેલું છે. બાળકો જેમ તેમનાં ચારિત્ર અને આદર્શો બંધાય ત્યાં સુધી માબાપનું અથવા ગુરુનું જ અનુકરણ કરે છે તેમ અત્યાર સુધી આપણે વિલાયતી 'જર્નાલિઝમ'નું અનુકરણ કર્યું. અમેરિકન ઢંગ દાખલ કરવાના પણ પ્રયત્ન શરૂ થયા છે. શું હજી અનુકરણનો જમાનો પૂરો થયો નથી ? શું સ્વતંત્ર વ્યક્તિત્વ કેળવવા જેવું આપણા રાષ્ટ્રમાં કશું છે જ નહિ ? જો આપણી

પાસે સાંસ્કારિક વ્યક્તિત્વ હોય, જો આપણામાં અસ્મિતા જાગૃત થઈ હોય, તો તે ઓળખવાનો, કેળવવાનો અને પ્રગટ કરવાનો સમય હવે નથી આવ્યો? આપણો સવાલ એકલો રાજકીય નથી. એકલો રાજકીય હોત તો ક્યારનોયે તેનો ઉકેલ આવ્યો હોત. જેમ દુનિયાના બધા ધર્મો આ દેશમાં ભેગા થયા છે તેમ દુનિયાના લગભગ બધા જ સવાલો આ દેશમાં ભેગા થવા લાગ્યા છે, થઇ ગયા છે. હજી કંઇ રહ્યા હશે તો તે પણ ભેગા થવાના છે. બધી બાજુએથી પાણીની રેલ આવી હોય એટલે બેબાકળા થએલા લોકો જેમ ઊંચામાં ઊંચી જગા શોધે છે તેમ દુનિયાના બધા સવાલો — ધર્મ ધર્મ વચ્ચેના, જાતિ જાતિ વચ્ચેના, સામાજિક, આર્થિક, કેળવણી-વિષયક — બધા જ સવાલો આ દેશમાં ભેગા થવા લાગ્યા છે અને તેમની ચર્ચા કરવાનું કર્તવ્ય વર્તમાનપત્રકારોને ભાગે આવ્યું છે. પત્રકાર થયો એટલે તે વિચારક થયો એમ નથી; છતાં તેણે દરેક સવાલનું સ્વરૂપ અને ગાંભીર્ય બરાબર સમજી લેવું જોઇએ, અને શ્રેષ્ઠ શ્રેષ્ઠ વિચારકોએ તેમને માટે શા શા ઉપાયો સૂચવ્યા છે અથવા યોજ્યા છે તેનું સૂક્ષ્મતાથી અધ્યયન કરવું જોઇએ, ને ત્યાર પછી યથાશક્તિ યથામતિ દેશ આગળ તે રજૂ કરવા જોઇએ. આપણા જીવનમાં અને ઇતિહાસમાં, આપણા ધર્મમાં અને આપણી સમાજ-રચનામાં એ જ દિશામાં ઉપયોગી શું શું છે એ પણ તપાસી તેમણે તે દુનિયા આગળ ધરવું જોઇએ.

આ વાત સહેલી નથી દીર્ઘ વાચનથી માણસમાં વિદ્વત્તા આવે, પણ શુદ્ધ અને ઉચ્ચ જીવન વગર દિવ્ય દૃષ્ટિ અને અડગ શ્રદ્ધા આવતી નથી. આજનો જમાનો જ એવો છે કે

ચઢી શકાય તેટલું ચઢવાની આવશ્યકતા છે. સેતાન લગભગ ચઢી વાગ્યો છે. તેને મહાત કરવા દેવસેના સજ્જ થવાની જરૂર છે. આવે આ પ્રસંગે પત્રકારો કયો ભાગ ભજવશે એ જ તેમની આગળ આજે મોટો સવાલ છે.

(નવજીવન, તા. ૯-૧૧-૨૪)

# સેવામૂર્તિ ગોવિંદરાવ

દેશભક્તિની ઉત્કટ જ્યોતિ હૃદયમાં સળગતી હોય તો માણસ ટૂંકા જીવનમાં પણ કેટલી દેશસેવા ઘીચોઘીચ ભરી શકે છે એનું ઉત્કૃષ્ટ ઉદાહરણ સેવામૂર્તિ ગોવિંદરાવ યાળગીએ બતાવ્યું. અંગ્રેજી છઠ્ઠા ધોરણમાં અમે ભણતા હતા ત્યારે ગોવિંદરાવ અમારા વર્ગમાં હતા. ભણતર તરફ તેમનું ધ્યાન બહુ ઓછું હતું. વર્ગમાં બોલતા પણ બહુ ઓછું. પણ બે તેજસ્વી આંખે શાળાનું આખું વાતાવરણ પી જતા હોય એમ દેખાતું. તેમની મુદ્રા હમેશાં સૌમ્ય અને નિશ્ચયી દેખાતી. હવાનો પ્રવેશ જેમ ગમે ત્યાં થાય છે તેમ વામનમૂર્તિ ગોવિંદરાવનો પ્રવેશ પણ ગમે ત્યાં થતો.

ગોવિંદરાવને નાનપણમાં અસાધારણ કષ્ટ વેઠવાં પડેલાં. સ્વાભાવિક ગરીબાઈ હોય તો તે કેમ વેઠવી એનું શાસ્ત્ર માણસ શીખેલો હોય છે. પણ પૈસાદાર અને ખાનદાન કુટુંબ પર જ્યારે અસહાય દશા આવી પડે છે ત્યારે વેઠવાં પડતાં કષ્ટ અસાધારણ હોય છે. ઘરમાં આવકને નામે મીંડુ અને ખર્ચ તો નિયમિત ચાલતું જ હોય, એ સ્થિતિમાં મા પાસેથી ઘરનાં ઘરેણાં લઈ બજારમાં છાનામાના વેચી તેના પર ગુજરાન ચલાવવાનો પ્રસંગ ગોવિંદરાવ પર આવ્યો. તે દિવસે કોણે જાણ્યું હતું કે આ વીતકમાંથી જ ગોવિંદરાવને તેમનો અભ્યુદયનો માર્ગ જડવાનો હતો? દરેક કામ કરવું તે ચોકસાઈથી કરવું એ તેમનો સ્વભાવ હોવાથી વિપત્તિના દિવસમાં ઘરેણાં વેચતાં વેચતાં તેમણે શરાફીના ધંધાનું રહસ્ય જાણી લીધું અને થોડા જ દિવસમાં તે સોનામોતીના તેમજ ચાંદીહીરાના અસાધારણ પારેખ બની ગયા. વેપારમાં તેમની શાખ વધી અને નાની ઉમ્મરે જ તેઓ બેલગામ–શહાપુરમાં એક ધીકતા શરાફ થઇ પડ્યા.

પણ તેમના જીવનની સુવાસ તેમની ધન કમાવાની આ બાહોશીમાં નહોતી. નાનપણથી જ દુઃખ વેઠેલું હોવાથી પારકાનું દુઃખ જોઇ તેમનું હૈયું પીગળી જતું. તેમના સહવાસમાં આવેલો એક પણ માણસ એવો નહિ હોય કે જેને ભીડને પ્રસંગે ગોવિંદરાવની ઓથ અને મદદ મળી ન હોય.

લોકમાન્ય તિલકની અવિરત દેશસેવા અને અનહદ સ્વાર્થત્યાગનો એ જમાનો હતો. ગોવિંદરાવ જેવા પુણ્યાત્માના હૃદય પર તેની અસર થયા વગર કેમ રહે? તેમણે મૂંગામૂંગા દેશસેવાનું વ્રત લીધું. અને એ વ્રત પણ મૂક સેવાનું જ હતું. ગોવિંદરાવની ખાસિયત એમાં રહેલી હતી કે જેટલું પોતે

કરે એટલું જ બીજા પાસેથી પણ કરાવે. દરેક માણસના ગુણદોષ બરાબર તપાસી ગુણોની કદર કરવી, પ્રેમથી તે ગુણો પર સિંચન કરવું, અને દોષો દરગુજર કરવા એ તો આ રત્નપારખુનો સ્વભાવ જ રહ્યો. એટલે લોકસંગ્રહની અસાધારણ કળા તેમનામાં અદ્દ્ભુત રીતે ખીલેલી હતી.

તેમણે જોયું કે બેલગામમાં કામ કરનાર લોકોમાં ગંગાધરરાવ દેશપાંડેમાં કંઇક અસાધારણ ઝવેરાત છે. બસ, ગોવિંદરાવ તેમને વળગી જ પડ્યા. ગંગાધરરાવે અનેક વાર જાહેરમાં કહ્યું છે કે જાહેર કામમાં જો તેઓ આજ સુધી અડગ રહ્યા હોય તો તેનું કારણ સેવામૂર્તિ ગોવિંદરાવનાં સાથ અને હૂંફ એ જ છે. જ્યાં ગોવિંદરાવ હોય ત્યાં નિરાશા પેસી શકે જ નહિ. પરિસ્થિતિ ગમે તેટલી વિષમ હોય પણ ગોવિંદરાવ મૂંઝાયા છે એવો પ્રસંગ કોઈએ જોયો જ નથી.

બંગભંગ પછી દેશમાં જેટલી હીલચાલો થઈ તે બધામાં કર્ણાટક તરફ ગોવિંદરાવનો પૂરેપૂરો હાથ ખરો જ. જાહેર સભાઓ, ગણપતિ ઉત્સવો, છાપાંનો પ્રચાર, મદ્યપાનનિષેધ, વિલાયતી માલનો બહિષ્કાર, રાષ્ટ્રીય શિક્ષણ, ખાદીપ્રચાર, પ્લેગ અને ઇન્ફ્લ્યુએન્ઝાના દિવસોમાં અનાથોને સહાય અને માંદાઓની માવજત — દરેક પ્રવૃત્તિમાં ગોવિંદરાવની સેવા પૂરેપૂરી અને લોકોત્તર જ હતી. એકવાર કામ ઉપાડ્યું કે પછી તંદુરસ્તીએ કે પૈસેટકે ખુવાર થવાના પ્રસંગ આવે તોપણ કામ પૂરું કર્યા વગર ગોવિંદરાવ તેનો કેડો મૂકે જ નહિ. જાહેર સેવાને અંગે તેમણે કેટલો ખર્ચ કર્યો છે અને કેટલી વાર તળિયું દેખાયું છે એ તો એમના અંગત મિત્રો સિવાય ભાગ્યે જ કોઈ જાણતું

હશે. છતાં વ્રતમાં અને ઉત્સાહમાં તેઓ કોઈ કાળે ઢીલા પડ્યા જ નથી.

બૉંબ અને કાવતરાંના દિવસોમાં સરકારે એવો તો કેર વર્તાવ્યો હતો કે લોકો એકબીજાને મળતાં પણ બીતા. સરકારની સંશયવૃત્તિને લીધે હિંદુસ્તાનનો જગજાહેર આતિથ્ય-ધર્મ પણ મોળો પડ્યો હતો. ઘરમાં કોઈ પરગામનો માણસ આવે તો તે ગમે તેટલો વહાલો હોય તોપણ રખેને પોલીસની ઝેરી દૃષ્ટિ આપણા પર પડે એ બીકથી લોકો અકળાતા, અને અતિથિને જોઈને આપણે ઘેર પ્રભુ પધાર્યા છે એમ માનવાને બદલે એક આફત આવી પડી છે એમ જ લોકો માનતા. એ સ્થિતિનું વર્ણન રવીન્દ્રનાથ ઠાકુરે એક ઠેકાણે બહુ સુંદર કર્યું છે. સરકારી કાયદાનો અમલ એટલે તો રાક્ષસી વ્યવહાર. ત્યાં કરુણાને કે માણસાઈને સ્થાન જ ક્યાં? લડાઈમાં શત્રુપક્ષના ઘાયલ યોદ્ધાઓને પણ પકડાયા પછી સારવારની સગવડ મળે છે. પણ કાયદાથી ઘવાએલા લોકોને કે તેમનાં આશ્રિતોને ખાનગી મદદ કે આશ્રય મળે તે પણ સરકારથી સહ્યું જતું ન હતું. આખા રાષ્ટ્રને કાયર અને ચારિત્ર્યહીન બનાવવાનું જાણે સરકારે વ્રત જ લીધું હતું.

એવે સમયે જોખમની પરવા કર્યા વગર સિંહ જેવા નીડર ગોવિંદરાવ આફતમાં આવી પડેલાઓની વહારે ધાતા. ગોવિંદરાવનું ઘર એ તો જાહેર સેવા કરનાર દરેક માણસનું જાણે પીયર. સેવાની દીક્ષા એકલા ગોવિંદરાવે જ લીધી ન હતી. તેમના ભાઈઓ, તેમના મહેતાગુમાસ્તાઓ અને ઘરનો સ્ત્રીવર્ગ પણ ગમે તે જાતની અંગમહેનત કરતાં કંટાળે જ નહિ.

જાહેર જીવન કેમ બંધાય એનું રહસ્ય ગોવિંદરાવ બરાબર સમજ્યા હતા. ઉશ્કેરિયાત વર્ગની બુદ્ધિને તર્પે અને લાગણીને ઉશ્કેરે એવાં વ્યાખ્યાનોથી જાહેર જીવન બંધાતું નથી એ તેઓ બરાબર જાણતા. લોકોને જાગૃત કરવા હોય, લોકોનો વિશ્વાસ મેળવવો હોય અને લોકોને અણીને પ્રસંગે લડતા કરવા હોય તો દેશસેવકે દિવસરાત લોકોને ઉપયોગી થઈ પડવું જોઈએ. પરોપકારની પરંપરા અખંડ રહે ત્યારે જ લોકોમાં સામાજિક અને રાષ્ટ્રીય ભાવના બદ્ધમૂલ થાય છે, પરસ્પર વિશ્વાસ વધે છે, અને પ્રજા એક રાષ્ટ્ર તરીકે ગમે તેવું પગલું ભરવા તત્પર અને સમર્થ થાય છે એ ગોવિંદરાવ બરાબર જોઈ શક્યા હતા, અને તેથી જ બેલગામ શહેરના જ શું, આખા જીલ્લાના સર્વ વર્ગના લોકોને પોતાની સેવાથી તેમણે પોતીકા બનાવ્યા હતા. સ્થાનિક ઝગડાઓ ગમે તેટલા વધ્યા હોય તો પણ ગોવિંદરાવ વચ્ચે પડે એટલે તે શમી જવા જ જોઈએ. ગમે તેવું મહાભારત કામ હોય તો પણ ગોવિંદરાવને મનુષ્યબળની અછત જણાય જ નહિ. ઇન્ફ્લુએન્ઝાના દિવસોમાં જ્યારે પોતાના સાથીઓની સાથે ગોવિંદરાવ દવાના બાટલા અને કાંજીની ડોલો લઈને શહેરમાં ફરતા ત્યારે ગરીબ લોકોને આ દેવદૂતો ઈશ્વરે જ મોકલેલા છે એમ લાગતું.

ગોવિંદરાવ અંગ્રેજી ઝાઝું જાણતા નહિ, છતાં હિન્દુસ્તાનના તેમજ આખી દુનિયાના રાજકારણના તેઓ ઊંડા અભ્યાસી હતા. હિન્દુસ્તાન વિષે અથવા મહાયુદ્ધ વિષે જેટલી ચોપડીઓ હાથમાં આવે તેટલી બધી તેઓ ધ્યાનપૂર્વક વાંચતા અને મિત્રો સાથે ચર્ચા કરી સર્વ વસ્તુઓ બરાબર સમજી લેતા. તેથી ક્યે વખતે શું કરવું જોઈએ એ બાબતમાં તેમની દૃષ્ટિ શુદ્ધ

રહેતી. આ જ કારણે લોકમાન્ય તિલકના અનન્ય ભક્ત ગોવિંદરાવને અસહકારની હીલચાલમાં જોડાઈ જતાં વાર ન લાગી. તેઓ કહેતા કે પ્રજાને જાગૃત, તેજસ્વી અને સંપીલી કરવાની અલૌકિક શક્તિ આ અસહકારની હીલચાલમાં છે, લોકમાન્યે વાવેલા બીજને અસહકારની હીલચાલથી જ વધારે ને વધારે સિંચન મળવાનું છે.

ગોવિંદરાવે કર્ણાટકના જાહેરજીવન પર ભારેમાં ભારે અસર પાડી છે, છતાં તેમણે સાર્વજનિક સભાઓમાં કે પરિષદોમાં કોઇ કાળે અગ્રસ્થાન લીધું નથી. બધી રીતે નિર્મળ વૃત્તિવાળા ગોવિંદરાવ કીર્તિ અને નામનાથી બહુ જ બીતા. જોખમને પ્રસંગે હમેશાં મોખરે રહેનાર અને નામના થવાનો પ્રસંગ આવે ત્યારે પોતાની જાતને છૂપાવનાર ગોવિંદરાવનો યોગ અદ્ભુત હતો.

ગંગાધરરાવ દેશપાંડે ઉપર બીજી કોઇ રીત નહિ ફાવે એમ જોઈ બેલગામની પોલીસે તેમની મિત્રનિષ્ઠાનો ગેરલાભ લઈ તેમના પર એક હીચકારા ખૂનમાં ભાગ લીધાનું તહોમત મૂક્યું. હિન્દુસ્તાન પર એક નફટ સરકારનું રાજ્ય ન હોત તો આવા આરોપ મૂકનાર માણસને સમાજ ગાંડાની ઇસ્પિતાલમાં જ મોકલી દેત. પણ સરકારે તો ગંગાધરરાવને પકડીને કેદમાં જ પૂર્યા. તે વખતે પોતાના બચ્ચાંના બચાવને અર્થે સિંહણ જેવું સ્વરૂપ પકડે તેવું સ્વરૂપ ગોવિંદરાવે પકડ્યું હતું. પોલીસના કાવતરામાંથી ગંગાધરરાવને બચાવવા ખાતર ગોવિંદરાવે જે જે પ્રયાસ કર્યા તેનું યથાર્થ વર્ણન લખાય તો અદ્ભુત નવલકથા કરતાં પણ તે ચઢી જાય.

આ બધી શક્તિઓ તેમનામાં ક્યાંથી આવી ? અસાધારણ

સદ્‌ગુણ કે પરાક્રમ જોઈ આપણે નક્કી કરીએ છીએ કે અમુક માણસ લોકવિલક્ષણ હતો, ઈશ્વરે જ મોકલેલો હતો, સામાન્ય મનુષ્યકોટિની અને તેની નાત જૂદી જ હતી, સત્પુરુષો અને સામાન્ય માણસો વચ્ચે સામ્ય હોતું જ નથી, તેઓ માણસની વચ્ચે આવીને રહે છે, માણસની પેઠે કામ કરે છે, માણસની ભીડ ભાંગે છે, અને પછી નિજધામ જાય છે. તેમનું ધામ પણ જૂદું જ હોય છે. આવી ફિલસુફી ભૂલભરેલી હોય છે અને ઘાતક પણ હોય છે. માણસને લોકોત્તર કોટિમાં નાંખી દઈ આપણે તેની તપશ્ચર્યાને વંધ્ય કરી નાંખીએ છીએ. તેમનું પૂજન થાય પણ અનુકરણ થાય નહિ એમ જ લોકો માનતા થાય છે. તેમનું અનુકરણ કરવાનો મનમાં વિચાર સરખો આણવો એ પણ ધૃષ્ટતા ગણાવા લાગે છે. અને જેમના જીવનથી સામાજિક જીવનમાં અને આદર્શમાં પરિવર્તન થવું જોઈએ તેમને આપણે આવી રીતે નાતબહાર મૂકીએ છીએ.

દરેક વિભૂતિમાન વ્યક્તિ પોતાના જ સમાજમાંથી નિર્માણ થએલી હોય છે. તેના ઘડતરમાં તે સમાજનો વારસો અથવા મૂડી કામમાં આવેલાં હોય છે. તેલ અને ખોળ બંને તલની જ પેદાશ છે. કેટલાક લોકો પોતાના ચારિત્રથી પોતાના સામાજિક વારસાનો ઉત્કૃષ્ટ ભાગ જ ખેંચી લે છે અને તે રીતે સમાજના ઉદ્ધારક બને છે. તેમનામાં જે જે સદ્‌ગુણો દેખાય છે તે બધા તેમની જાતિમાંથી જ ઉદય પામેલા હોય છે, અને તેમની જાતિના દરેક માણસમાં તે બધા સદ્‌ગુણો સુપ્તરૂપે રહેલા જ હોય છે. અને તેથી જ એવા વિભૂતિમાન લોકો પોતાની કોમનો ઉદ્ધાર કરવાને સમર્થ બને છે. કોઇ પણ જાતિ અને તે જાતિનો તારણહાર એ બે વચ્ચે આવું સંપૂર્ણ સામ્ય

ન હોય તો તેનામાં તારકશક્તિ આવે જ નહિ. દરેક કોમ પોતાની અંદર રહેલું દૈવત અમુક વ્યક્તિઓમાં એકાગ્ર કરી પોતાનો ઉદ્ધાર સાધે છે. આનું જ નામ આત્મોદ્ધાર.

ગોવિંદરાવ આદર્શ કર્ણાટકી અને આદર્શ હિંદુ હતા. હિંદુ કોમે જેટલા કૌટુંબિક અને સામાજિક સદ્‌ગુણો કેળવ્યા છે તે બધાનો ઉત્કર્ષ તેમણે દાખવ્યો. કર્ણાટકમાં જે બાહોશી, ખાનદાની અને નિષ્ઠા રહેલી છે તેનું તેમણે કર્ણાટકને દર્શન કરાવ્યું, અને આ રીતે દરેક કર્ણાટકીને તેને માટે શું શું શક્ય છે એનું માપ કાઢી આપ્યું. એ આદર્શ સુધી જો આપણે ન પહોંચી શકીએ તો તે વાંક આપણો છે, તે શરમ આપણી છે, તેનો બચાવ છે જ નહિ, એમ તેઓ પોતાના જીવનથી આપણને બતાવતા ગયા છે.

# કાળની તરાપ

**ભા**રતવર્ષે એવાં તે શાં ઘોર પાતક કર્યાં હશે, એવા તે કયા તપમાંથી આ પ્રાચીન રાષ્ટ્ર ભ્રષ્ટ થયું હશે કે જેને લીધે ભારતભૂમિનાં શ્રેષ્ઠ સંતાનો અકાળે મૃત્યુના મોંમાં પડે છે? હૃદયમાં મનુષ્યપ્રેમ અને ત્યાગવૃત્તિ ધારણ કરીને જે માણસ દેશસેવા માટે તત્પર થાય છે તે જ અચાનક કાળની કરાળ દાઢમાં સપડાય છે એ કયા પ્રાચીન મહાપાપનું ફળ હશે?

*　　　*　　　*

કરગુપ્પીકર એટલે કર્ણાટકની આશા, અવિશ્રાંત દેશસેવાની જીવતીજાગતી મૂર્તિ, નિઃભિમાન સરળતાનો સાક્ષાત આદર્શ. કરગુપ્પીકર એ નામ ઉચ્ચારતાંની સાથે જ એમની એ નિર્વ્યાજ પ્રેમમૂર્તિ દૃષ્ટિ સમક્ષ ઊભી થાય છે. એમનું નામ સાંભળતાં વેંત મનમાં દેશદાઝ અને હૃદયની નિર્મળતાના ભાવ જાગૃત થાય છે. કરગુપ્પીકર એટલે પ્રસન્નતા, પ્રેમ અને અવિરત ઉદ્યોગ.

*　　　*　　　*

કૃષ્ણરાવનો અને મારો પ્રથમ પરિચય રાષ્ટ્રીય શિક્ષણના અમારા સમાન પ્રેમને લીધે થયો. અમે સાથે રહીને કામ કરવાનું ઠરાવ્યું હતું. પણ મારા મનના સાંકડાપણાને લીધે મેં એમનો સહવાસ છોડ્યો. મને એમનો સહવાસ છોડ્યાને માટે હજી પશ્ચાત્તાપ થાય છે; અને કૃષ્ણરાવે પણ પોતે રાષ્ટ્રીય શિક્ષણ છોડ્યું તેને માટે તેમને થતો પશ્ચાત્તાપ એકવાર જાહેર રીતે વ્યક્ત કર્યો હતો. કૃષ્ણરાવે રાષ્ટ્રીય શિક્ષણ છોડ્યું, પણ રાષ્ટ્રીય લોકશિક્ષણ છોડ્યું ન હતું. આજની હીલચાલ એટલે અનેક લોકના હૃદયની ક્રાંતિ. કૃષ્ણરાવ મૂળે

જ સાત્ત્વિક અને કોમળ વૃત્તિના. શ્રદ્ધા એ જ એમનો સ્વભાવ. આ હીલચાલમાં પડતાં જ એમની તેજસ્વિતાને આપોઆપ ઓપ ચઢ્યો; અને કર્ણાટકની જનતાએ એમને અસાધારણ સમાજનેતા તરીકે ઓળખ્યા.

* * *

ભાષણો આપનાર ઘણા હોય છે, પણ ભાષણોની સાથે ઘેરઘેર જઈને લોકોના હૃદયના તાર છેડવાની હાથોટી તો કૃષ્ણરાવની જ. આજે કર્ણાટકમાં સ્વદેશીની પ્રવૃત્તિ જે ફાલી રહી છે એનો યશ કૃષ્ણરાવને કંઈ ઓછો નથી.

* * *

આ સત્ત્વસ્થ બ્રાહ્મણે કર્ણાટકની જેમ વાણીથી સેવા કરી છે તેમ કલમથી પણ કરી છે. ગાંધીજીના ધાર્મિક અને તેજસ્વી વિચાર તેટલી જ તેજસ્વી ભાષામાં તેમણે કાનડીમાં ઉતાર્યા છે. ગાંધીજીનું એક નાનકડું ચરિત્ર પણ તેમણે કર્ણાટકને અર્પણ કર્યું છે. યુરોપના વિખ્યાત સાધુ જોસેફ મૅઝીનીના વિચાર પણ કાનડીમાં આણવાનો તેમનો વિચાર હતો; પણ—

* * *

જ્યારે જ્યારે હું બેલગામ પાછો આવું ત્યારે ત્યારે કૃષ્ણરાવનો ભેટો થશે એ કલ્પનાથી જ મને રસ્તામાં આનંદના ઝીમળકા આવતા. હવે તેમનું સ્મરણ થતાં બીજી વૃત્તિ જાગશે. કૃષ્ણરાવ તેમના વિવિધ ગુણોથી 'તીર્થરૂપ' થયા છે. તેમનું સ્મરણ આપણે માટે બલદાયક અને પાવિત્ર્યરક્ષક થાઓ. એટલી જ કૃષ્ણરાવને આપણી પાસેથી ઉપાડી જનાર જનાર્દનને પ્રાર્થના છે.

(મરાઠી તરુણ ભારત, સપ્ટેંબર–અક્ટોબર ૧૯૨૨)